આરાધનાથી કાળિદાસ વિદ્વાન બને છે. આ પ્રચલિત વાત તદ્દન ખોટી છે, અને આપણા મહા વિદ્વાન માટે શરમ ઉપજાવે એવી છે. વળી રમ જમાવવા માટે આ લેખકે એક નવું ઉમેરીને પ્રધાનનો છોકરો રાજકન્યા ઉપર મોહ પામે છે અને વેર લેવા તેની સાથે અભણ કાળિદાસને પરણાવે છે. મહાકવિના જીવનમાંથી કંઇક મળવું જોઇએ એને બદલે પરણવાનો ગંદવાડ જ મળે છે. આવી રીતે મહા પુરૂષોનાં જીવન ચરિત્રો ન લખાવાં જોઇએ.

વાત સચિત્ર છે. ભાષા સરળ છે. ચોથા ધોરણનાં બાળકો વાંચી શકે.

❀

કિશોરકથાઓ ભા. ૧ લો    પૃષ્ઠ : ૧૧૬    કીં. ૦-૬-૦
લેખક : ગિજુભાઇ
પ્રકાશક : દક્ષિણામૂર્તિ પ્રકાશન મંદિર
—ભાવનગર

પુસ્તક લખાયું છે બાળકો માટે અને નામ " કિશોર કથા " કેમ આપ્યું હશે ?

આ પુસ્તકમાં ૧૩ વાતો આપી છે. બધી જ લગભગ પ્રચલિત છે. ૧૩ માંથી આઠ વાતો જેને તેને પરણવાની જ છે. પુસ્તકનું નામ " કિશોર કથા "ને બદલે " પરણવાની કથા " રાખ્યું હોત તો વધારે શોભત. એક બે નાની વાતો છોડીને બીજી બધી જ બાળકના મન પર ભૂરી અસર કરે એવી છે. પરણવાનો શોખ નાનાં નિર્દોષ બાળકોમાં શા માટે જગાડવો જોઇએ ? તાત્વિક ચર્ચા અહીં અસ્થાને છે. કેવળ એટલું જ, કે ચારિત્ર્ય ઉપર ભૂરી અસર ન પડવા દેવા ઇચ્છનારાં વડીલો આ પુસ્તક બાળકોના હાથમાં ન મૂકે. બીજા ધોરણનાં બાળકો વાંચે એવી ભાષા સરળ છે.

બાળકો માટે આ પુસ્તકની ભલામણ કોઇ રીતે કરી શકાય નહિ.

❀

કિશોરકથાઓ ભા. ૨ જો    પૃષ્ઠ : ૧૩૩    કીં. ૦-૬-૦
લેખક : ગિજુભાઇ
પ્રકાશક : દક્ષિણામૂર્તિ પ્રકાશન મંદિર
—ભાવનગર

આ પુસ્તકમાં ૯ વાતો છે. તેમાં પાંચ વાતો જાદુ, રાક્ષસ, ભયંકર દશ્યો અને અસંભવ વાતોથી ભરપૂર છે. જ્યાં ત્યાં રાજકુંવર ને રાજકુંવરીઃ બસ ! પરણો ને પરણો ! જાદુ અને કરામતનું તત્વ ઉમેરીને બાળકો માટે એ ઝેર વધારે ઉગ્ર બનાવે છે. માનસ શાસ્ત્રની દષ્ટિએ આવી વાતો કદી બાળકોને ન આપી શકાય. બાળકોના

મન પર જાદુ, ભૂત અને એવાં અસંભવ તત્ત્વથી ભય અને કુતરંગની છાપ પાડવી હોય તો જ આવી વાતો વંચાવવી.

કોઇ રીતે બાળકોને આ ચોપડી વાંચવા આપવાનું કહી શકાય નહિ.

*

**કીર્તિકથાઓ**

પૃષ્ઠ : ૩૨ કીં. ૦-૨-૬
લેખક : ઉમિયાશંકર ઠાકર
પ્રકાશક : ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય
—અમદાવાદ

ઐતિહાસિક પુરૂષોની દઢતાના ૭ પ્રસંગો આ પુસ્તકમાં આપ્યા છે. એક પૌરાણિક પણ છે. " નાઇલ નદીનું યુદ્ધ ચાલતું હતું " આવી રીતે શરૂઆત કરીને વાત આગળ લખે છે, એ શૈલી ઠીક નથી. બાળકો જાણતાં નથી હોતાં, કે નાઇલ નદી ક્યાં અને યુદ્ધ કેવું ! ભાષા સરળ છે, ચોથા ધોરણનાં બાળકો વાંચે એવું પુસ્તક છે.

વાતો સચિત્ર છે. વસ્તુ નિર્દોષ અને ઉપદેશકારક છે. બાળકોના હાથમાં આવાં પુસ્તકો અવશ્ય મૂકવાં જોઇએ.

*

**કીર્તિમંદિર**

પૃષ્ઠ : ૫૯ કીં. ૦-૬-૦
લેખક : કેશવલાલ લ. શાહ
પ્રકાશક : ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય
—અમદાવાદ

જાણીતાં સ્ત્રી પુરૂષોના જીવન-પ્રસંગો આ પુસ્તકમાં આપ્યા છે. એવી ૯ વાતો છે. દરેક સદ્‌ગુણની છાપ પાડે છે. ભાષા સરળ અને લખાવટ ઠીક છે. જોડણી તરફ પૂરેપૂરું ધ્યાન નથી અપાયું. પ્રસંગને યોગ્ય ચિત્રો પણ આપ્યાં છે. પાંચમા ધોરણનાં બાળકો વાંચી શકે.

વિષય નિર્દોષ અને ઉપદેશક હોવાથી બાળકને વંચાવવાની ખાસ ભલામણ કરી શકાય.

*

**કીર્તિસ્તંભ**

પૃષ્ઠ : ૫૫ કીં. ૦-૪-૦
લેખક : જીવરામ જોષી
પ્રકાશક : ગાંડીવ સાહિત્ય મંદિર
—સુરત

આ પુસ્તકમાં બંગાળના ત્રણે વીર પુરૂષોની વાતો છે. પહેલી વાર્તા બંગાળીનો

અનુવાદ છે અને તે રસિક નથી. બીજી બે વાતો સ્વતંત્ર છે અને તે રસિક રીતે લખાઇ છે. પહેલી વાતમાં ભાષા પણ ચોથરાતી છે. વાતો સ્વતંત્રતા અને વીરતાનો ઉપદેશ આપે છે. ચોથા ધોરણનાં બાળકો રસથી વાંચશે.

વિષય નિર્દોષ અને ઉપદેશાત્મક છે. આવું વાચન બાળકોને ખુશીથી આપી શકાય.



કુતૂહલ — પૃષ્ઠ : ૭૦ — કીં. ૦–૨–૦
લેખક : પદ્મકાંત ર. શાહ
પ્રકાશક : અશોક પ્રકાશન મંદિર —વડોદરા

વિવિધ પ્રકારની માહિતી આ પુસ્તકમાં ટૂંકમાં આપી છે. એની સંખ્યા ૪૦ છે. દરેકમાં કંઇ ને કંઇ જાણવાનું મળે છે. ભાષા અને શૈલી પાંચમા ધોરણના વિદ્યાર્થીઓને યોગ્ય ગણાય. બાળકો વાંચે એ ઇષ્ટ.

વિષય નિર્દોષ અને જાણવા જેવો છે. બાળકોના હાથમાં ખુશીથી મૂકી શકાય.



કૂતરાંની કહાણી — પૃષ્ઠ : ૯૨ — કીં. ૦–૮–૦
લેખક : રમણલાલ ના. શાહ
પ્રકાશક : ગુર્જર-ગ્રંથરત્ન કાર્યાલય —અમદાવાદ

દેશ પરદેશનાં કૂતરાનાં પરાક્રમોની રસિક બીના આ પુસ્તકમાં આપી છે. વાર્તા જેવો રસ મળે એવી હકીકત પણ છે. ભાષા સહેલી અને ત્રીજા ધોરણનાં બાળકો વાંચે એવી છે. ચિત્રો પણ સારાં આપ્યાં છે. કૂતરામાં પણ સમજણ છે, એ વાંચનારને સારી રીતે સમજાશે.

વિષય નિર્દોષ અને રસિક છે. બાળકોના હાથમાં નિઃસંકોચ મૂકી શકાય.



કેટલાંક પક્ષીઓ — પૃષ્ઠ : ૯૬ — કીં. ૦–૧૨–૦
લેખક : ગિજુભાઇ
પ્રકાશક : આર. આર. શેઠની કંપની —મુંબઇ

જુદાં જુદાં અઢારેક પંખીઓનો આ પુસ્તકમાં વિવિધ શૈલીથી પરિચય આપ્યો

છે. સરળ ભાષામાં પક્ષીઓની આદતો પણ વર્ણવી છે. ચિત્રો આપ્યાં છે તે ઠીક કર્યું છે. ભાષા સરળ છે. બીજા અને ત્રીજા ધોરણનાં બાળકો સારી રીતે વાંચી શકશે. બાળકોને પંખીની દુનિયા ઓળખતાં કરવા માટે આવાં વાચનની જરૂર છે.

વિષય નિર્દોષ અને જાણવા જેવો છે. નિ:સંકોચ બાળકોના હાથમાં મૂકી શકાય.



**કેશરાં** પૃષ્ઠ : ૪૦ કીં ૦-૩-૦

લેખક : ઉમિયાશંકર મુગટરામ જોષી

પ્રકાશક : અશોક પ્રકાશન મંદિર —વડોદરા

જુદા જુદા કવિઓનાં લોકગીતોનો આ પુસ્તકમાં સંગ્રહ કર્યો છે. બાળકને મોએ કરાવવા માટેનું ગીત ભાષાની દૃષ્ટિએ જોવાયું નથી; પણ વાંચવાનાં ગીતો માટે ધોરણ જાળવવું જોઈએ તેવું ધોરણ આમાં જળવાયું નથી. છતાં ઘણાં ગીતો બીજા ધોરણનાં બાળકો વાંચી લેશે. ગીતોની પસંદગી સારી છે. વિવિધતા પણ છે.

વિષય સારો ને નિર્દોષ છે, બાળકોના હાથમાં ખુશીથી મૂકી શકાય.



**કેસરિયાં કિરણો** પૃષ્ઠ : ૩૨ કીં ૦-૩-૦

લેખક : બાલચંદ્ર પંડ્યા

પ્રકાશક : નવું વાંચીએ કાર્યમંદિર —વડોદરા

વીરતા, દૃઢતા, સાહસ અને નીડરતાના કેટલાક જૂના અને નવા પ્રસંગો, ઊછળતી ભાષામાં આ પુસ્તકમાં લખાયા છે. ભાષાની ગરમી બાળકો નહિ અનુભવી શકે પણ તેમાં વર્ણવાયેલ વસ્તુને જરૂર સ્પર્શશે આવા પ્રસંગોનું વાચન બાળભોગ્ય ભાષામાં લખાય અને વંચાય એ ઘણું જ ઉત્તમ છે. પાંચમા ધોરણના બાળકો વાંચી શકશે.

વિષય નિર્દોષ અને શૂરતાનો છે. બાળકો વાંચે એ ઇષ્ટ છે.



**ક્યારે સમજીશું ?** પૃષ્ઠ : ૪૮ કીં. ૦-૩-૦

લેખક : ગિજુભાઈ

પ્રકાશક : ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય —અમદાવાદ

અછૂત ભાઈબેનો પ્રત્યે કેવી રીતે વર્તવું જોઈએ અને વર્તાય છે, એ ટૂંકા ટૂંકા

પાઠ અને વાક્યોમાં લેખકે વર્ણવ્યું છે. કેટલી ઉમ્મરનાં બાળકો માટે આ લખાય છે એ સ્પષ્ટ કર્યું હોત તો લેખક પોતે જ વિચારમાં જરૂર પડી જાત કે આવી જાતનું તાર્કિક અને ભાવવાહી લખાણ બાળકો સમજી શકશે? કોઈ પણ બાળક લેખકના કહ્યાને ન જ સમજી શકે એવી રીતે લખાયું છે.

છતાં ભાષા સરળ છે. ટૂંકાં ટૂંકાં વાક્યો છે. બાળકો વાંચશે જરૂર. બીજા ધોરણનાં બાળકોને યોગ્ય શૈલી છે.

વિષય નિર્દોષ અને સમજવો જરૂરનો હોવાથી દરેક બાળકના હાથમાં આવાં પુસ્તકો મૂકી શકાય.



**ક્રિસ્ટોફર કોલંબસ**

પૃષ્ઠ : ૮૨ — કીં. ૦-૬-૦
લેખક : ચંદ્રશંકર મ. ભટ્ટ
પ્રકાશક : પુસ્તકાલય સ. સ. મંડળ
—વડોદરા

મહાન સાહસવીર કોલંબસનું જીવનચરિત્ર દરેક બાળકને સાહસનો ડોઝ પાય છે. બાળયોગ્ય ભાષામાં વાર્તા રૂપે લેખકે આ સાહસવીરનું જીવન લખ્યું છે. બાળકો હોંશથી વાંચશે. પાંચમા ધોરણનાં બાળકો ઉપયોગ કરી શકે.

વિષય નિર્દોષ અને સાહસકથાનો છે. બાળકો વાંચે એ ઇષ્ટ છે.



**ખાટીમીઠી બાળવાતો**

પૃષ્ઠ : ૧૨૨ — કીં. ૦-૭-૦
લેખક : મનુભાઈ જોધાણી
પ્રકાશક : નવયુગ પુસ્તક ભંડાર
—રાજકોટ

રમુજ, નીતિ, ચરિત્ર, શબ્દચિત્રો વગેરે વિષયનાં વિવિધ લખાણોનું આ પુસ્તક છે. એકંદરે ૩૦ વાતો છે. ભાષા સરળ અને સાદી છે. શૈલી બાળભોગ્ય છે. ચોથા ધોરણનાં બાળકો રસથી વાંચશે.

વાચન નિર્દોષ અને રસિક છે. બાળકોના હાથમાં નિઃસંકોચ મૂકી શકાય.



**ગધેડાનાં પરાક્રમો**

પૃષ્ઠ : ૯૧ — કીં. ૦-૫-૦
અનુવાદક : ગિજુભાઈ
પ્રકાશક : દક્ષિણામૂર્તિ પ્ર. મંદિર
—ભાવનગર

આ પુસ્તકની સળંગ વાર્તા અંગ્રેજીનો અનુવાદ છે. ગધેડાના જીવનની કથા

સરસ રીતે આલેખાય છે. માણસોનાં નામો અંગ્રેજી આપ્યાં છે તે ઠીક નથી. બાળકોને તે ખડબચડાં લાગ્યા વિના ન રહે. ભાષા સરળ અને વહેતી છે. પ્રાણી જીવનની આછી ઝલક અનુભવી શકાય છે. ત્રીજા ધોરણનાં બાળકો હોંશથી વાંચશે. ચિત્રોની ઊણપ છે.

વિષય નિર્દોષ અને રસિક છે. ખુશીથી બાળકોના હાથમાં મૂકી શકાય.

☘

**ગરવી ગુજરાત**

પૃષ્ઠ : ૭૯ કીં. ૦-૭-૦
લેખક : રસિકલાલ જ. જોષી
પ્રકાશક : ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય
—અમદાવાદ

ગુજરાતના ઇતિહાસનાં સાત પ્રસિદ્ધ અને શૂરવીર સ્ત્રી–પુરૂષોનાં ચરિત્રો આ પુસ્તકમાં આપ્યાં છે. પ્રસંગને અનુરૂપ ઘુંટેલા કાગળ પર ચિત્રો પણ આપ્યાં છે. પ્રસંગો સારા ચીતરાયા છે, પણ શબ્દો અને વાકયો ઘણે ઠેકાણે ખૂબ અઘરાં છે. આવાં ચરિત્રો જેમ વધારે વંચાય તેમ સારૂં ખરૂં. પ્રાચીન ઇતિહાસમાંથી આપણા પૂર્વજોને આમ બાળકો આગળ ખડા કરાય એ ઇષ્ટ પણ છે, પરંતુ 'રાણકદેવી, જસમા, અને કરણઘેલા'ના પ્રસંગો ગુજરાતની કીર્તિને માટે ભાગ્યે ગૌરવવંતા ગણાય. તેમને ટાળવામાં આવ્યા હોત તો પુસ્તકનું નામ વધારે સાર્થ કરત. પાંચમાં ધોરણનાં બાળકો વાંચી શકશે.

કીંમત જરા ભારે ખરી.

☘

**ગણિત ગમ્મત**

પૃષ્ઠ : ૩૧ કીં. ૦-૨-૬
લેખક : નાગરદાસ ઇ. પટેલ
પ્રકાશક : ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય
—અમદાવાદ

ગણિતના અટપટા હિસાબી કોયડા આ ચોપડીમાં રસિક રીતે આપ્યા છે. લખાણ વાર્તા શૈલીનું હોવાથી વાંચતાં આનંદ પડે છે. ભાષા સરળ અને સાદી છે. ગણિત તરફ બાળકોને વાળવા આવું વાચન ઉપયોગી નીવડે ખરૂં. ચોથા ધોરણનાં બાળકોને વાંચવું ગમશે.

વિષય નિર્દોષ અને રસિક છે. નિઃસંકોચ બાળકોને વાંચવા આપી શકાય.

☘

**ગણિત ચમત્કાર**

પૃષ્ઠ : ૬૨ કીં. ૦-૪-૦
લેખક : જેઠુભાઇ શાહ
પ્રકાશક : અશોક પ્રકાશન મંદિર
—વડોદરા

નવાઇ પમાડે એવા ગણિતના ટુચકાઓનો આ સંગ્રહ છે. આ રીતે બાળકોને

ગણિતનું વાચન આપીએ તો ગણિત પ્રત્યે તેમની રસવૃત્તિ ખીલેજ. આ પુસ્તકની લખાવટ જરા ભારે છે. ભાષા જરા સરળ બનાવી હોત તો વધારે ઉપયોગી નીવડત. " એ પામર જીવોમાં સાત્વિક ભાવના ઉત્પન્ન કરે છે " આવાં વાક્યો બાળકો ભાગ્યે સમજે. પાંચમા ધોરણનાં બાળકો ઉપયોગ કરી શકે. પાનાં બચાવવાના લોભે પુસ્તકની સુંદરતા ઓછી કરી છે.

વિષય નિર્દોષ અને જાણવા જેવો છે. નિઃસંકોચ બાળકોના હાથમાં મૂકી શકાય.



**ગંગારામ**

પૃષ્ઠ : ૩૨ કીં. ૦–૩–૦
લેખક : નાગરદાસ ઇ. પટેલ
પ્રકાશક : પોતે
—મહુડ

એક રાજકુંવરી છે. ભારે રૂપાળી છે. એક રાજા તેને પરણવા મોહી પડે છે. એક પોપટ રાજાનો મિત્ર છે. તે તેને કુંવરી પાસે લઇ જાય છે. કુંવરીને ઉઠાવી લઇને રાજા નાસે છે. આ રીતે નીતિહીનતા, ચારિત્ર્યહીનતા અને અસંભવ તરંગો–કલ્પનાઓવાળી સળંગ વાર્તાનું આ પુસ્તક છે. ભાષા સરળ છે. ચોથા ધોરણનાં બાળકો વાંચી શકશે. ચિત્રો આપ્યાં છે.

પણ વિષય દોષભર્યો અને ચારિત્ર્ય પર ભૂરી અસર કરે તેવો છે. બાળકોને આપવાની ભલામણ કરી શકાય નહિ.



**ગંમત ગીતો**

પૃષ્ઠ : ૪૪ કીં. ૦–૫–૦
લેખક : ગિરીશ
પ્રકાશક : અશોક પ્રકાશન મંદિર
—વડોદરા

બ્રાહ્મણ, કંદોઇ, પારસી, વહોરો એમ સોળ જાતીભાઇના નામનાં જોડકણાં આમાં અપાયાં છે. " વરવહુ "નો પરિચય ન આપ્યો હોત તો ચાલત. જોડકણાં પ્રાસ વગરનાં ભૂંડાં લાગે છે. ભાષા અને શૈલી પણ કવિતામય નથી. જેમ તેમ જોડી કાઢ્યું છે. છતાં ત્રીજા ધોરણનાં બાળકો રસથી વાંચશે તો ખરાં જ.

વિષય નિર્દોષ છે. બાળકોના હાથમાં મૂકવા સામે કંઇ જ વાંધો નથી.



**ગમ્મતિકા**

પૃષ્ઠ : ૫૮ કીં. ૦-૪-૦
અનુવાદક : નટુભાઇ
પ્રકાશક : ગાંડિવ સાહિત્ય મંદિર
—સુરત

બંગાળીમાંથી અનુવાદ કરીને રમુજી વાતોનો સંગ્રહ કર્યો છે. બધી વાતો સરળ ભાષામાં લખાઇ છે. ત્રીજા ધોરણનાં બાળકોને વાંચવી ગમશે. કવિતાઓમાં દમ નથી.

વિષય નિર્દોષ અને રમુજી છે. બાળકોના હાથમાં મૂકવામાં વાંધો નથી.

*

**ગામડાનું ગૌરવ**

પૃષ્ઠ : ૬૬ કીં. ૦-૬-૦
લેખક : મનુભાઇ જોધાણી
પ્રકાશક : ચરોતર એજ્યુકેશન સોસાયટી
—આણંદ.

બ્રાહ્મણ, બારોટ વગેરે ૨૫ જાતભાઇઓનો પરિચય આપતાં ટુંકા શબ્દચિત્રો આ પુસ્તકમાં આપ્યાં છે. લેખકે પોતાની સ્વતંત્ર શૈલીમાં દરેક ધંધાદાર જાતભાઇના પહેરવેશ, રંગરૂપ વગેરે લક્ષણોનું ધ્યાન કર્યું છે. ભાષા સરળ અને સાદી છે. ચિત્રો પણ આપ્યાં છે. પાંચમા ધોરણનાં બાળકોને આવા વાચનમાં રસ પડવો જોઇએ.

વિષય નિર્દોષ અને સામાજિક છે. નિઃસંકોચ બાળકોના હાથમાં મૂકી શકાય.

*

**ગિરીશભાઇની વાર્તાઓ**

પૃષ્ઠ : ૧૦૫ કીં. ૦-૫-૦
લેખક : ગિરીશ
પ્રકાશક : દક્ષિણામૂર્તિ પ્ર૦ મંદિર
—ભાવનગર

જ્યાં ત્યાંથી અનુવાદ કરીને અંગ્રેજી વાર્તાઓ આ પુસ્તકમાં આપી છે. બધી જ સચિત્ર છે. એવી ૧૩ વાતો છે. તેમાંથી આઠ તો રાજકુંવરી, જાદુ, ચમત્કાર અને ડાકણથી ભરી છે. રાજકુંવરી આવે એટલે ડગલે ને પગલે પરણવાનું તો હોય જ. એક બે વાતો છોડીને બધી જ કુસંસ્કારો પાડે એવી છે. આવા વાચનથી બાળકોના નિર્દોષ સ્વભાવમાં દુર્ગુણનાં બીજ વવાય છે. ભાષા સરળ છે. ત્રીજા ધોરણનાં બાળકો વાંચી શકે તેવી છે.

પણ વિષય ગંદો અને અનુચિત હોવાથી કોઇ રીતે બાળકોના હાથમાં આ પુસ્તક ન જવું જોઇએ.

*

**ગીત ગમ્મત** પૃષ્ઠ : ૧૬ કીં. ૦-૩-૦

લેખક : નામ નથી આપ્યું.

પ્રકાશક : ગાંડીવ સાહિત્ય મંદિર —સુરત

લેખકનું નામ આ પુસ્તકમાં નથી આપ્યું એ ઠીક ન કહેવાય. **દયાળજી વણકર, ન. વી., જીવરામ જોષી અને હરિપ્રસાદ વ્યાસનાં** કથાગીતોનો સંગ્રહ છે. જંગલનાં **મહેમાન** અને **તરણમલનાં** ગીતોમાં કંઇ દમ નથી. બાકીનાં છ ગીતો રમુજી અને અર્થવાહી છે. બધાં સચિત્ર છે. ભાષા સરળ અને સાદી છે. ચોથા ધોરણનાં બાળકો મઝાથી વાંચશે. આવાં કથાગીતોનો તોટો ઘણો છે.

વિષય નિર્દોષ અને રમુજી છે. ખુશીથી બાળકોના હાથમાં મૂકીને બે ઘડી હસતાં કરી શકાય.

❀

**ગુલદાની** પૃષ્ઠ : ૬૦ કીં. ૦-૮-૦

લેખક : નામ નથી આપ્યું.

પ્રકાશક : ગાંડીવ સાહિત્ય મંદિર —સુરત

લેખકનાં નામ શા માટે નથી આપ્યાં તે સમજાતું નથી. જુદા જુદા વિષયની રમુજી, બોધક અને માહિતીની ૧૬ વાતો આપી છે. વચ્ચે કેટલાંક ગીતો પણ છે, તેમાં કંઇ દમ નથી. ભાષા સરળ અને બાળયોગ્ય છે. ચોથા ધોરણનાં બાળકોને વાંચવામાં રસ પડશે. લગભગ સચિત્ર છે.

વિષય નિર્દોષ અને આનંદજનક છે. બાળકોના હાથમાં નિઃસંકોચ મુકી શકાય.

❀

**ગુંદરિયો** પૃષ્ઠ : ૩૨ કીં. ૦-૩-૦

લેખક : મસ્તફકીર

પ્રકાશક : નાગરદાસ ઈ. પટેલ —મલાડ

જ્યાં જાય ત્યાં બેસી જ રહે અને ખૂબ શરમાળ એવા એક બાળકની આમાં ગુંદરિયો નામ આપીને રમુજી વાત લખી છે. લખવા ખાતર લખી ગયા છે. ખાસ રમુજ લાવી શકયા નથી. ભાષા સરળ અને સીધી છે. ચોથા ધોરણનાં બાળકો વાંચી શકે. વાત સચિત્ર છે.

વિષય નિર્દોષ અને રમુજી છે. બાળકોને ખુશીથી આ પુસ્તક વાંચવા આપી શકાય. પણ **જોડણીની ભૂલો અપાર છે.**

❀

**ગ્રામ ગીતો**

પૃષ્ઠ : ૩૪ કીં. ૦-૩-૦
લેખક : સોમ ભાઇ ભાવસાર
પ્રકાશક : અશોક પ્રકાશન મંદિર
—વડોદરા

કઠિયારો, જગતનો તાત અને ગોવાળ એ ત્રણને જોડકણાંમાં ચીતર્યાં છે. વર્ણન બહુ લાંબા થઇ ગયાં છે. ભાષામાં કવિત્વ નથી. પ્રાસનો પણ મેળ રહ્યો નથી. છતાં પાંચમા ધોરણનાં બાળકો આનંદથી વાંચશે. આવાં જોડકણાંમાં સરળ અને મીઠી ભાષા વાપરી હોય તો બાળકોને ખૂબ ગમે.

વિષય નિર્દોષ અને રસિક છે. બાળકોના હાથમાં મૂકવામાં કંઇ જ હરકત નથી.

**પેટુના પાઠ**

પૃષ્ઠ : ૩૧ કીં. ૦-૨-૦
લેખક : વસન્ત નાયક
પ્રકાશક : મંગળદાસ એન્ડ સન્સ
—સુરત

સરળ અને સાદી ભાષામાં પાઠના રૂપે નાની મોટી પાંચ વાતો આ પુસ્તકમાં આપી છે. ટૂંકાં અને સુહાસરનાં વાક્યો છે. રજુઆત એકધારી છે. શૈલી પણ ઠીક છે. પહેલાં ધોરણનાં બાળકો હોંશથી વાંચશે. ધોરણનો ખ્યાલ રાખીને આ પુસ્તક લખાયું છે, એ પ્રશંસનીય છે. બે ચિત્રો પણ આપ્યાં છે.

વિષય નિર્દોષ અને વાંચવો ગમે એવો છે. બાળકોના હાથમાં મૂકતાં જરાય અચકાવા જેવું નથી.

**ચતુર કરોળિયો**

પૃષ્ઠ : ૬૩ કીં. ૦-૩-૦
લેખક : ચંદ્રશંકર મ. ભટ્ટ
પ્રકાશક : દક્ષિણામૂર્તિ પ્ર. મંદિર
—વડોદરા

કરોળિયા વિષે ઘણું જાણવા જેવું આ પુસ્તકમાં લખ્યું છે. સંવાદના રૂપમાં જ બધું લખાયું છે. ભાષા સરળ અને શબ્દો પણ સરળ છે. ભાષા, બીજા ધોરણનાં બાળકો વાંચી ને સમજી શકે એવી છે. આવો વિષય સચિત્ર હોય તો વધારે રસિક બને, બાળકોને ખ્યાલ પણ મળે આ પુસ્તક અચિત્ર જ છે.

વિષય જાણવા જેવો નિર્દોષ છે. દરેક બાળકના હાથમાં ખુશીથી મૂકી શકાય.

**ચમકારા** પૃષ્ઠ : ૩૨ કીં. ૦-૩-૦
લેખક : બાલચંદ્ર ન. પંડયા
પ્રકાશક : નવું બાળશિક્ષણ કાર્ય મંદિર
—વડોદરા

વાલ્મીકિ, બેણુ બાવરા, કૈકેયી એમ ત્રણના ઓળખાણ પડે એવાં શબ્દચિત્રો આ પુસ્તકમાં આપ્યાં છે. " એ હતો, એણે આમ કર્યું", એ આમ થયો " આવી રીતે વાલ્મીકિની વાત કહેતાં કહેતાં ઠેઠ સોળમે પાને એનું નામ આપે છે, કે એ વાલ્મીકિ હતા. આ શૈલી ઠીક નથી. ભાષા જરા ઉતરતી છે. વિષય ઘણો સારો અને જાણવાજેવો છે. બાળકોને આવું વાચન જરૂર આપવું જોઇએ. ચોથા ધોરણનાં બાળકો વાંચી શકશે.

વિષય નિર્દોષ અને બોધક છે. બાળકોના હાથમાં નિઃસંકોચ મૂકી શકાય.

❀

**ચાર વર્ષનું બાળક** પૃષ્ઠ : ૨૮૬ કીં. ૨-૦-૦
લેખક : ઘણા
પ્રકાશક : જીવણલાલ અ. મહેતા
—અમદાવાદ

" શ્રી બોધ " માસિકમાં કેટલાંક વર્ષોથી " બાળક " વિભાગ આવે છે. તેમાં બાળકો માટે વાચન અપાય છે. એનો વર્ષ ભરનો સંગ્રહ પુસ્તકાકારે પ્રસિદ્ધ કર્યો છે. આ સંગ્રહ ૧૯૨૩ ની સાલનો છે. કવિતાઓ અને વાર્તાઓનું પ્રમાણ વધારે છે. વિવિધતા બહુ નથી. રૂપ રંગ પણ સુંદર નથી. અક્ષરો ઘણા જ નાના છે. લખાવટ પણ જૂનવાણી છે. સિંહાસન બત્રીસીની વાતો બાળકોને ન આપી શકાય તેવી છેઃ ભૂત, પ્રેત અને સ્ત્રી-પુરુષોના અનુચિત સંબંધોના ઉલ્લેખવાળી છે. લખાવટ જરા મર્યાદાવાળી હોવાથી તરી આવે એવું નથી; છતાં એકંદરે એ વાતો ઠીક નથી. પાંચમા ધોરણનાં બાળકો ઉપયોગ કરી શકે એવું પુસ્તક છે. બીજું લખાણ સારૂં છે.

સિંહાસનબત્રીસીની વાર્તાઓ છોડીને બીજું વાચન નિર્દોષ અને રસિક છે.

❀

**ચાર સુંદર સંવાદો** પૃષ્ઠ . ૩૬ કીં. ૦-૩-૦
લેખક : ચુનીલાલ કુબેરદાસ શાહ
પ્રકાશક : ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય
—અમદાવાદ

ચાર જુદા જુદા પ્રસંગોના ટુંકા સંવાદો આ પુસ્તકમાં આપ્યા છે. પહેલામાં

પાંચ રસના ગુણનો સંવાદ મરચું, મીઠું વગેરે દ્વારા અપાયો છે. બીજામાં સ્ટવ, સગડી અને ચૂલા વચ્ચે વાતચીતમાં તેમની ઉપયોગીતા વર્ણવી છે. ત્રીજામાં મોટર અને ગાડાનો સંવાદ છે. ચોથામાં ઘોડા અને બળદનો છે. વિવાદશૈલીમાં સૌ પોતપોતાના ગુણ કહે છે. ભાષા સરળ છે. ચોથા ધોરણનાં બાળકો ખુશીથી વાંચશે. આવી શૈલીનાં લખાણો બાળકોને વાંચવાં ગમે છે; જરા વાર્તા જેવું બનાવ્યું હોય તો વધારે આકર્ષક બને. આવી રીતે વસ્તુઓ કે પ્રાણીઓના ગુણદર્શક સાહિત્યનું વાચન જરૂરી છે. ચિત્રો પણ આપ્યાં છે. ચોથા ધોરણનાં બાળકો વાંચી શકે.

વિષય નિર્દોષ અને માહિતીવાળો છે. પુસ્તક બાળકોના હાથમાં ખુશીથી મૂકાય.



**ચાલો ગાઈએ** | પૃષ્ઠ : ૧૬ | કીં. ૦-૧-૦

લેખક : મધુકાંત
પ્રકાશક : જીવણજી ગ્રંથાલય
—રોલા–ડુંગરી

નાનાં નાનાં દસ ગીતોનું આ નાનકડું પુસ્તક છે. બધાંજ ગીતો બાળકો માટેનાં જોડકણાં છે. બાળકોને આપીએ તો વાંચે ખરાં, પણ ખાસ રસ પડે તેમ નથી. છતાં બીજા કે ત્રીજા ધોરણનાં બાળકો પુસ્તકનો ઉપયોગ કરી શકે.

વિષય નિર્દોષ અને ગીતોનો છે. બાળકો ખુશીથી વાંચી શકે.



**ચાલો ભજવીએ ભાગ ૧-૨-૫**

લેખક : નટુભાઈ અને હરિપ્રસાદ વ્યાસ
પ્રકાશક : ગાંડીવ સાહિત્ય મંદિર
—સુરત

'ચાલો ભજવીએ' એ નામથી ભજવવા જેવા સંવાદોના દસ ભાગ બહાર પડ્યા છે. તેમાં કેટલી ઉમ્મરનાં બાળકો ભજવી શકશે એ ધોરણ વિચારાયું નહિ હોવાથી કક્ષા સચવાઈ નથી. ત્રીજાથી પાંચમા ધોરણનાં બાળકો ભજવી શકે એવા સંવાદો પહેલા, બીજા અને પાંચમા ભાગમાં છે. વાચન તરીકે તો એ ચાલે એવા છે જ નહિ ભાવ અને સંકલન કેવળ ભજવવાની દૃષ્ટિએ જ આલેખાયાં છે. શાળાઓને ભજવવા માટે ઘણા જ ઉપયોગી છે. ભાષા પણ સહેલી ને સાદી છે. ભાષણો ટુંકાં અને મુદ્દાસરનાં છે. વસ્તુઓ ઉપદેશક છે.

વિષય નિર્દોષ અને બોધક છે, બાળકો પાસે જરૂર ભજવી શકાય એવા સંવાદો છે.



**ચાલો વિચારીએ** પૃષ્ઠ : ૩૬ કીં. ૦-૨-૦
લેખક : પીનાકી
પ્રકાશક : ચાલો વિચારીએ ગ્રંથમાળા
—અમદાવાદ

વર્તમાન સમાજની અસમાનતાઓનો ખ્યાલ આપતા આઠ કિસ્સા આ પુસ્તકમાં આપ્યા છે. એક મજૂર, એક અમીર: એક ગરીબ એક તાલેવંત: આ સ્થિતિને સમજાવવા લેખકે પ્રસંગો આલેખ્યા છે. ભાષા સરળ અને બાળભોગ્ય છે. પાંચમા ધોરણનાં બાળકો ઉપયોગ કરી શકે.

વિષય નિર્દોષ અને સામાજિક છે બાળકો વાંચે એ ઇષ્ટ છે.

**ચાંદો સૂરજ** પૃષ્ઠ : ૪૫ કીં. ૦-૪-૦
લેખક : રમણલાલ સોની
પ્રકાશક : ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય
—અમદાવાદ

ખગોળ-ગ્રહો વિષે બાળ સાહિત્યમાં કઇ નથી એમ કહીએ તો ચાલે. તેમાં આવાં પુસ્તકની ઘણી જ જરૂરિયાત છે. દેવ અને દૈવીતી કલ્પનાએ આપણાં બાળકોમાં ગ્રહો વિષે ખોટા ખ્યાલો ભરી દીધા છે. આ પુસ્તકમાં લેખકે ચાંદા સૂરજની મુદ્દાસર માહિતી આપી છે. ભાષા સારી છે, પણ જરા અઘરી બની ગઇ છે. લખાવટ વર્ણનાત્મક જ ઠેઠ સુધી રહી છે, એટલે વાર્તાનાં રસિયાં બાળકો વાંચતાં જરા કંટાળી જાય ખરાં. વાર્તા દ્વારા આવું જ્ઞાન અપાય તો ઘણું જ સુંદર. ચાંદા અને સૂરજ વિષે ઘણું સરસ જાણવાનું આ પુસ્તકમાંથી મળશે. પાંચમા ધોરણનાં બાળકો વાંચી શકશે. સચિત્ર હોવાથી વધારે ઉપયોગી બનશે.

વિષય નિર્દોષ અને જ્ઞાનવર્ધક છે. આવાં પુસ્તકો બાળકોને જરૂર વાંચવા આપવાં જોઇએ.

**ચિંતનની વેદી પર** પૃષ્ઠ : ૫૬ કીં. ૦-૩-૦
લેખક : ચંદ્રભાઇ કા ભટ્ટ
પ્રકાશક : ચાલો વિચારીએ ગ્રંથમાળા
—અમદાવાદ

ધાર્મિક અંધશ્રદ્ધાને ફગાવી દઇને સ્વતંત્ર વિચાર રજુ કરનાર એક ઇટાલિયન વીર યુવકની કરુણ કથા આ પુસ્તકમાં આલેખી છે. ભાષા અને વિચાર મોટી

વયના વિદ્યાર્થીઓ સમજી શકે તેવાં છે. છતાં સહેજ મોટી ઉમ્મરના પાંચમા ધોરણના વિદ્યાર્થીઓ વાંચી શકે તેવું આ પુસ્તક છે.

વિષય નિર્દોષ અને વિચારસ્વાતંત્ર્યનો છે. બાળકો આવા પુસ્તકો વાંચે એ ઇષ્ટ છે.



**ચીની વાતો**

પૃષ્ઠ : ૩૮ કીં. ૦-૩-૦
લેખક : રમણલાલ ના. શાહ
પ્રકાશક : અશોક પ્રકાશન મંદિર
—વડોદરા

આ પુસ્તકમાં, અંગ્રેજીમાંથી ઉતારીને ચીન દેશની બે વાર્તાઓ આપી છે. પહેલી વાર્તા "જગબાળા" વિનોદ જેવી છે. બીજી વાતમાં ફટાકડામાં વપરાતો દારૂ કેવી રીતે મળી આવ્યો તેને લગતી હકીકત છે. બાળકોને જરૂર ગમશે. ચોથા ધોરણનાં બાળકો વાંચી શકે એવી ભાષા છે. ચિત્રો પણ આપ્યાં છે.

વિષય નિર્દોષ છે. ખાસ હાનિલાભ જેવું કંઇ નથી. બાળકોને આપી શકાય.



**છઠ્ઠા વર્ષનું બાળક**

પૃષ્ઠ : ૩૦૮ કીં. ૧-૮-૦
લેખક : ઘણા
પ્રકાશક : જીવણલાલ અ. મહેતા
—અમદાવાદ

"શ્રી બોધ" માસિક સાથે અપાતા "બાળક" વિભાગનો સંગ્રહ પુસ્તકાકારે પ્રગટ કર્યો છે. લગભગ ૭૬ જેટલાં વિવિધ લખાણો છે. તેમાં બત્રીશ પૂતળીની વાર્તાઓ આપી છે. બાળકોને વંચિવા ન આપી શકાય તેવી એ વાતો ભૂત, પ્રેત, ચમત્કાર અને અનાચારભરી છે. એ ન હોય તો સંગ્રહ મઝાનો છે. ચોથા–પાંચમા ધોરણનાં બાળકો ઉપયોગ કરી શકે. પુસ્તક અચિત્ર છે.

બત્રીશ પૂતળીની વાર્તાઓ કાઢી નાખીને બાળકોને વાંચવા આપે તો કંઇ હરકત જેવું નથી.



**૭ ધર્મ કથાઓ**

પૃષ્ઠ : ૨૦ કીં. ૦-૧-૩
લેખક : ધીરજલાલ ટો. શાહ
પ્રકાશક : જ્યોતિ કાર્યાલય
—અમદાવાદ

નૈતિક વલણવાળી ૭ નાની વાર્તાઓ, જૂનવાણી શૈલીએ, આ પુસ્તકમાં

આલેખાઇ છે. આવી વાતો બાળકો વધારે વાંચે તેમ સારું. નવીન અને સત્ત્વ શૈલીથી લખાય તો આવાં પુસ્તકો વધારે આદરપાત્ર બને. આ પુસ્તક અચિત્ર છે. ચોથા ધોરણનાં બાળકો વાંચી શકશે.

વિષય નિર્દોષ છે. બાળકોના હાથમાં મુકવામાં જરાય વાંધો નહિ.



**૭ મૂર્ખાઓ** | પૃષ્ઠ : ૯૯ | કીં. ૦-૫-૦

લેખક : મોંઘી બેન

પ્રકાશક : દક્ષિણામૂર્તિ પ્ર૦ મંદિર —ભાવનગર

એક ગુરૂ છે. તેને પાંચ શિષ્યો છે. ૭ યે મૂરખા છે. તેમની મૂરખાઇના રમુજી કિસ્સાઓ આ પુસ્તકમાં સળંગ વાર્તા રૂપે આપ્યા છે. ભાષા સરળ અને મીઠી છે. પ્રસંગો બધા પ્રચલિત છે. પણ સારી રીતે સાંધી દીધા છે એટલે સાંધો ઝાંખો જ દેખાય છે. પુસ્તક અચિત્ર છે. ત્રીજા ધોરણનાં વિદ્યાર્થીઓ વાંચી શકશે.

વિષય નિર્દોષ અને રમુજી છે. પ્રચાર સામે કંઇ વાંધો નથી. બાળકોના હાથમાં ખુશીથી મુકી શકાય.



**ફૂક ફૂક ગાડી** | પૃષ્ઠ : ૨૮ | કીં. ૦-૨-૦

લેખક : આદરજી દી. વાડિયા

પ્રકાશક : સરસ્વતી પ્રકાશન મંદિર —ભાવનગર

કથાનક શૈલીમાં લેખકે આગગાડીની માહિતી આ પુસ્તકમાં ઠીક આપી છે. બાળકો સમજી શકે એવી સરળ ભાષામાં બની શકે તેટલી વિગત સમજાવી છે. આવી માહિતી બાળકોને માટે ઘણી ઉપયોગી સિદ્ધ થઇ શકે છે. ત્રીજા ધોરણનાં અને તેથી પણ આગળનાં બાળકો ખુશીથી વાંચી શકે.

વિષય નિર્દોષ અને માહિતીવાળો છે. બાળકોને બેશક વાંચવા આપી શકાય.



**જગતના જંગલમાંથી** | પૃષ્ઠ : ૫૧ | કીં. ૦-૫-૦

લેખક : પ્રિયવદન ગિ બક્ષી

પ્રકાશક : ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય —અમદાવાદ

પ્રેયરી કૂતરો, હેરી, આર્મેડીલો, કાંગારૂ, જિરાફ, ફ્લેમિંગો, કસ્તુરીમૃગ અને

બીવર એ ૭ પ્રાણીઓનો આ પુસ્તકમાં પરિચય આપ્યો છે. ચિત્રો પણ છે. ભાષા સાદી અને ભભાવક બંધબેસતી છે. પ્રાણીઓના શોખીન બાળકો વાંચીને આનંદ પામશે. ચોથા ધોરણનાં બાળકો ઉપયોગ કરી શકે.

વિષય નિર્દોષ અને માહિતીવાળો છે. બાળકો વાંચે એ ઇષ્ટ છે.



**જનપદ**

પૃષ્ઠ : ૧૦૭ કીં. ૦-૧૨-૦
લેખક : મનુભાઇ જોધાણી
પ્રકાશક : ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય
—અમદાવાદ

સુથાર, લુહાર વગેરે પંદર કારીગરોનો શબ્દચિત્રમાં પરિચય આપ્યો છે. બાર પટેલ, ગમોટી, માળી વગેરે ધંધાદારીઓનો પરિચય છે. ભાષા સરળ અને સારી છે. ટુંકામાં રસ જળવાઇ રહે છે ત્યાંજ બધું પૂરું કરે છે. અનુરૂપ ચિત્રો પણ આપ્યાં છે ચોથા ધોરણનાં બાળકો વાંચશે.

વિષય નિર્દોષ અને માહિતીવાળો છે. બાળકો વાંચે તો ઘણું જ સારું.

કિમ્મત ઘણી જ વધારે છેઃ બમણાથી પણ વધારે !



**જંગલમાં રખડતાં**

પૃષ્ઠ : ૫૧ કીં. ૦-૪-૦
લેખક : સૌ. કપિલા ઠાકોર બી. એ.
પ્રકાશક : ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય
—અમદાવાદ

આ પુસ્તકમાં સુગરી, કૂકડો, લક્કડફોડ, હોર્નબીલ, કુકડુક, ગરૂડ, અને મોરઃ એ સાત પક્ષીઓની રહેણી કરણી અને ખાસિયતોની માહિતી પાઠ રૂપે આપી છે. બાળકોને નવાઇ જેવું આમાંથી જાણવાનું મળે છે. ભાષા સરળ અને સાદી હોઇ પુસ્તક ત્રીજા ધોરણના વિદ્યાર્થીઓના ઉપયોગનું છે. ચિત્રો પણ આપ્યાં છે.

વિષય નિર્દોષ અને માહિતીવાળો છે. બાળકો વાંચે એવું ઇચ્છીએ.



**જાણવું જોઇએ**

પૃષ્ઠ : ૧૦૫ કીં. ૦-૫-૦
લેખક : શંકરલાલ રતિલાલ શાહ
પ્રકાશક : દક્ષિણામૂર્તિ પ્ર. મંદિર
—ભાવનગર

૮

એરોપ્લેન, આગગાડી, ટેલીફોન, મોટરનો શો ઉપયોગ, એવી એવી બાબતોની ૧૫૦

માહિતી આ પુસ્તકમાં અપાઈ છે. સામાજિક અને સ્વાસ્થ્યને લગતું પણ લખાયું છે. ભાષા સરળ અને સાદી છે. આવી બાબતો નાનાં મોટાં બધાંએ જાણવી જ જોઈએ. આપણા લોકોને સામાજિક વર્તાવનું ભાન કરાવવું ઘણું જરૂરી છે. રોજના વપરાશની ચીજો વિષે પણ આ પુસ્તકમાંથી ઘણું જાણવાનું મળે છે. પાંચમા ધોરણનાં બાળકો આનો ઉપયોગ કરી શકશે.

વિષય નિર્દોષ અને જાણવા જેવો છે. દરેક બાળકને આવું પુસ્તક વંચાવવું જોઈએ.



**જાપાનનો જ્વાળામુખી**

પૃષ્ઠ : ૪૪ કીં. ૦-૩-૦
અનુવાદક : કીર્તિદા બહેન દીવાનજી
પ્રકાશક : ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય
—અમદાવાદ

જાપાનમાં ફુજિયામા પર્વત છે. તેની એક લોકવાર્તા જેવી કથા અંગ્રેજીમાંથી અનુવાદ કરી છે. એક બહુ જ રૂપાળી છોકરી કોઈને જડે છે. ઘણા તેને પરણવા મથે છે. જાપાનનો રાજા મિકાડો પણ પાછળ પડે છે. છેવટે, છોકરી ચંદ્ર દેશની હતી તે ત્યાં ઊડી જાય છે, પણ મિકાડોને અમૃતનું વાસણ આપતી જાય છે. મિકાડો તેને ફુજિયામા ઉપર ઢોળી દે છે. ભાષા સાદી છે. બે ચિત્રો પણ આપ્યાં છે. બાળકોને વાંચવામાં રસ પડશે. ચોથા ધોરણનાં બાળકો વાંચી શકે.

વિષય સામાન્ય છે. બાળકોને વાંચવા આપી શકાય.



**જાપાનિકા**

પૃષ્ઠ : ૭૯ કીં. ૦-૪-૦
લેખક : કસનજી દેસાઈ અને જીવરામ જોષી
પ્રકાશક : ગાંડીવ સાહિત્ય મંદિર
—સુરત

જાપાની રૂપરંગની ચાર વાર્તાઓ આ પુસ્તકમાં આપી છે. પહેલી વાર્તા ભૂત ને ચમત્કારવાળી હોઈ બાળકોના મન પર બૂરી અસર કરે તેવી છે. બીજી વાર્તા જાપાનના ફુજિયામા પર્વત વિષે દંતકથાની છે. તેમાં પણ કંઈ વિશેષ તત્ત્વ નથી ત્રીજી અને ચોથી વાર્તા રસિક અને નિર્દોષ છે. ભાષા પણ સરળ અને મીઠી છે. ત્રીજા ધોરણનાં બાળકો વાંચી શકશે.

ચાર વાર્તાની આ ચોપડીમાંથી પહેલી બે વાર્તા કાઢી નખાય તો બાળકોને ખૂબ જ રસ પડે એવું વાચન બને.

*

જીવજંતુ : પૃષ્ઠ : ૩૨ કીં. ૦-૧-૬
લેખક : ગિજુભાઈ
પ્રકાશક : દક્ષિણામૂર્તિ પ્રકાશન મંદિર
—ભાવનગર

ધનેડું, મટકાં, ઈતડી, જૂઆ, ગીંગોડા, ઘયળ, કરોળિયા, દેડકું, મંકોડા અને હાગડોઃ એમ ૯ જીવની પરચુરણ પરિચય-ખીચડી આ ચોપડીમાં પીરસાઈ છે. જરૂરજોગી માહિતીવાળું દરેક વિષે ટૂંકું લખાણ છે. ભાષા સરળ અને સાદી છે. બીજા ધોરણનાં બાળકો વાંચશે. આવાં લખાણો સચિત્ર હોય તો વધારે ઉપયોગી બને. આ પુસ્તક અચિત્ર છે.

વિષય નિર્દોષ અને માહિતીવાળો છે. બાળકોના હાથમાં ખુશીથી મૂકી શકાય.

*

જોયું ને આંખ ઠરી પૃષ્ઠ : ૩૨ કીં. ૦-૧-૬
લેખક : ગિજુભાઈ
પ્રકાશક : દક્ષિણામૂર્તિ પ્રકાશન મંદિર
—ભાવનગર

ગુલદાવદી, ડુંગરો, લીંબોળી, પંખીનો બોલઃ એવી એવી આઠ વસ્તુઓમાં લેખક પોતાની ભાવ-પ્રફુલ્લતા બતાવે છે. આવા વિષયો આ રીતે બાળકોના મનમાં કે સમજમાં ઊતરે નહિ. છતાં ભાષા સરળ હોવાથી બાળ-ભોગ્ય વાચન બને છે. આવી રીતે બાળકોને સૃષ્ટિસૌંદર્ય સમજાવવું ઘણું જરૂરી છે. આ પુસ્તકમાં શબ્દો ખૂબ અઘરા છે એટલે બાળકો સમજી નહિ શકે. ભાવ પણ ભારે છે. છતાં ત્રીજા ધોરણનાં બાળકો ઉપયોગ કરી શકે.

વિષય નિર્દોષ અને ભાવમય છે. બાળકોના હાથમાં મૂકતાં જરાયે ખચકાવું નહિ.

*

ટન્ ટન્ ટન્ ટન્ પૃષ્ઠ : ૩૬ કીં. ૦-૨-૬
લેખક : કપિલા ઠાકોર
પ્રકાશક : ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય
—અમદાવાદ

આગ લાગે તે ઠારવા માટે બંબો મોટાં શહેરોમાં હોય છે. શહેરનાં છોકરાં

રોમજી શકે તે રીતે વર્ણન આપ્યું છે. ઘંટના જુદા જુદા ઉપયોગ થાય છે તે સમજાવ્યું છે. છેવટે ઘંટડીની એક વાર્તા આપી છે. ભાષા સાદી છે. ચિત્રો આપ્યાં છે. જરા રસિક રીતે, કક્ષા ધ્યાનમાં રાખીને કથનક શૈલીથી લખાયલી આવી માહિતી બાળકો માટે ઉત્તમ બને છે. બીજા ધોરણનાં બાળકો વાંચી શકશે.

વિષય નિર્દોષ અને માહિતીવાળો છે. બાળકોના હાથમાં નિઃસંકોચ મૂકી શકાય.

✤

**ટપાલમાં** પૃષ્ઠ : ૧૦૦ કીં. ૦-૫-૦
લેખક : ગિજુભાઇ
પ્રકાશક : દક્ષિણામૂર્તિ પ્ર૦ મંદિર —ભાવનગર

પત્રરૂપે લેખકે નવસારી અને સુરત તરફના પ્રદેશોનું માહિતીમય વર્ણન લખ્યું છે. તેમાંથી ઘણું જાણવાનું મળી શકે છે. આપણાજ પ્રદેશનું ઘણાને ઓછું ભાન હોય છે. આવી માહિતી ઉપયોગી નિવડે છે. ભાષા વહેતી છે, પણ શબ્દો ઘણાજ અઘરા વાપર્યા છે. બીજા ભાગમાં બાળકો પર લખેલા પત્રો છે. તે તો કેવળ વાચનપાઠ જેવાજ છે. બીજા ત્રીજા ધોરણનાં બાળકો ઉપયોગ કરી શકે, તેવા છે. આખું પુસ્તક તો પાંચમા ધોરણના વિદ્યાર્થીઓને ઉપયોગમાં આવે એવું છે.

વિષય નિર્દોષ અને માહિતીવાળો છે. બાળકોના હાથમાં મૂકતાં જરાય અચકાવા જેવું નથી.

✤

**ટારઝન ભા. ૧ લો** પૃષ્ઠ : ૧૦૧ કીં. ૦-૫-૦
અનુવાદક : શંકર શાહ
પ્રકાશક : દક્ષિણામૂર્તિ પ્ર. મંદિર —ભાવનગર

અંગ્રેજીમાં પ્રસિદ્ધ થએલી લાંબી વાર્તાનો આ બાળભોગ્ય અનુવાદ છે. એક અંગ્રેજ મુસાફર પતિપત્ની આફ્રિકા જવા ઉપડે છે. દરિયામાં વહાણવાળા અંદરો અંદર બળવો કરે છે ને મુસાફર સ્ત્રી પુરુષને એક ટાપુમાં ઊતારી મૂકે છે. ત્યાં ગોરીલા વાંદરા છે, માણસનું નામ નથી. જંગલમાં બાઇ એક બાળકને જન્મ આપે છે, બાઇ મરી જાય છે. વાંદરાઓ પુરુષને પણ મારી નાખે છે નાના બાળકને ગોરીલા માદા ઊંચકી લે છે ને ધવરાવે છે. ત્યાં સુધીની અપૂર્ણ વાર્તા આપી છે. રસિક અને સાહસથી ભરપૂર છે. સાહસપ્રિય બાળકો રસથી વાંચશે. ભાષા સરળ અને વહેતી છે. પાંચમા ધોરણનાં બાળકો વાંચી શકશે. ચિત્રો આપ્યાં હોત તો વધારે શોભત.

વિષય નિર્દોષ અને સાહસકથાથી રસિક છે. 'જરૂર' આવાં પુસ્તકો બાળકોને વંચાવવાં જ જોઈએ.



**ટેક**

પૃષ્ઠ : ૩૨ — કીં. ૦-૧-૬
લેખક : ગિજુભાઈ
પ્રકાશક : દક્ષિણામૂર્તિ પ્ર. મંદિર
—ભાવનગર

ત્રણ પ્રચલિત વાર્તાઓ આ પુસ્તકમાં આપી છે. વાણિયો લોભને મૂકતો જ નથી એ "ટેક"ની વાર્તા રમૂજી છે. બીજીમાં ભલો અને ભૂંડો પોતાના ગુણો બતાવે છે. ત્રીજીમાં એક કુંવરી રણે ચડે છે. સાદી ભાષામાં વાર્તાઓ લખાઈ છે. કુંવરીની સાહસવાર્તા જેવી વાતો જીવતી ભાષામાં લખાય તો બાળકો ખૂબ હોંશથી ને રસથી વાંચે. એવી સાહસભરી અને લડાયક વાર્તાઓ નિર્દોષ વસ્તુવાળી હોય તો આવશ્યક છે. બીજા ધોરણના બાળકો વાંચી લેશે.

વિષય નિર્દોષ અને રસિક છે. બાળકોના હાથમાં મૂકી શકાય.



**ટેકરીની વનસ્પતિ**

પૃષ્ઠ : ૫૮ — કીં. ૦-૫-૦
લેખક : ગિજુભાઈ
પ્રકાશક : દક્ષિણામૂર્તિ પ્ર. મંદિર
—ભાવનગર

બોરડી, ગોખરૂ, શંખવળી જેવા ભોંયને વળગી રહેનારા છોડ, મરવો, તકમરિયાં જેવા છોડ અને કેટલીક વેલ: એવી ૨૭ વનસ્પતિનું ટૂંકું અને ઓળખ આપતું વર્ણન આ પુસ્તકમાં મળી આવે છે. આપણી વનશ્રીને આપણે ઓળખતાં ભૂલી ગયાં છીએ આવાં પુસ્તકો દ્વારા બાળકોને તેનો રસ ચખાડવો જોઈએ. આવાં પુસ્તકોમાં ચિત્રો જોઈએ. તે આમાં નથી, એ ખોટ છે. ભાષા સરળ અને સાદી છે. ચોથા ધોરણનાં બાળકોને વાંચવામાં રસ પડશે.

વિષય નિર્દોષ અને જાણવા જેવો વનસ્પતિ પરિચયનો છે. પુસ્તક બાળકોને જરૂર વાંચવા આપવું જોઈએ.



**ટોલ્સ્ટોયની નીતિકથાઓ** પૃષ્ઠ : ૪૪ કીં. ૦-૩-૦
અનુવાદક : રમણલાલ ના. શાહ
પ્રકાશક : ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય
—અમદાવાદ

અંગ્રેજીના હિંદી ઉપરથી મહાત્મા ટોલ્સ્ટોયની ત્રણ નીતિ કથાઓનો આ અનુવાદ આવકારપાત્ર છે. નૈતિક સત્યને વાર્તાના રૂપમાં વર્ણવનારા આપણા પૌરાણિકો જેવીજ કુશળતા મહાત્મા ટોલ્સ્ટોયમાં હતી. ઘણી જ સુંદર રીતે તેમણે એવી વાર્તાઓ લખી છે. આવી વાર્તાઓ ઘણી ઓછી મળી આવે છે. અનુવાદની ભાષા સરળ અને રસિક છે. ચિત્રો પણ આપ્યાં છે. ચોથા ધોરણનાં બાળકો વાંચશે.

વિષય નિર્દોષ અને ઉપદેશક છે. આવાં વાર્તા–પુસ્તકો બાળકોને જરૂર વાંચવા આપવાં જોઇએ.

❀

**ઠેકંઠેકા** પૃષ્ઠ : ૩૨ કીં. ૦-૧-૬
લેખક : તારાબેન
પ્રકાશક : દક્ષિણામૂર્તિ પ્ર. મંદિર
—ભાવનગર

છોકરાં મંડળી કાઢે છે, રખડે છે, ભટકે છે અને મોજ કરે છે. આ રીતે ૩૨ પાનાંમાં પાઠ રૂપે લખ્યું છે. શહેરનાં બાળકોને આ વાચનમાં કદાચ વધારે રસ પડશે. મંડળી–પ્રેમ બાળકોમાં જાગે એ માટે આવાં વાચનો જરૂરી છે. પણ જરા વાર્તા–શૈલીમાં રસિક બનાવવાં જોઇએ. ભાષા સરળ અને સહેલી છે. બીજા ધોરણનાં બાળકો વાંચી શકશે.

વિષય નિર્દોષ છે. બાળકોના હાથમાં ખુશીથી મૂકી શકાય.

❀

**તારા અને ગ્રહો** પૃષ્ઠ : ૧૧૧ કીં. ૦-૫-૦
લેખક : મગનભાઇ પટેલ
પ્રકાશક : દક્ષિણામૂર્તિ પ્ર. મંદિર
—ભાવનગર

ખગોળ અને ગ્રહવિજ્ઞાન એ પ્રકૃતિની અનંત શક્તિની સીમા–લીલા છે. ભારતવર્ષનું તે એ અજોડ જ્ઞાન હજી જગતને સમજાયું પણ નથી. છતાં હાલ ભાગ્યે જ કોઇને પાંચ દશ ગ્રહની ઓળખ હોય છે. આ વિષય બાળકો માટે આ પુસ્તકમાં લખાયો છે. વર્ણન કથાનક શૈલીમાં છે. ભાષા પણ સારી છે, જરા શબ્દો અઘરા ખરા!

બધાં બાળકોએ આવાં પુસ્તકો વાંચવાં જોઈએ પણ આવાં બધાં જ પુસ્તકો સચિત્ર જોઈએ. નહિ તો કંઈ અર્થ ન સરે. આ પુસ્તકમાં એ ખામી રહી ગઈ છે. પાંચમા ધોરણનાં બાળકો અને તે ઉપરની કક્ષાનાં બાળકો આનો સારો ઉપયોગ કરી શકશે.

વિષય નિર્દોષ અને ઘણો જ જાણવા જેવો છે. દરેક બાળકના હાથમાં પુસ્તક મૂકવું જોઈએ.

❀

**તારાબેનના પાઠો**

પૃષ્ઠ : ૩૨ કીં. ૦–૧–૬
લેખક : તારાબેન
પ્રકાશક : દક્ષિણામૂર્તિ પ્ર. મંદિર
—ભાવનગર

સાદી ભાષામાં, ટૂંકાં વાક્યોમાં અને બાળભોગ્ય શૈલીમાં ત્રણ પાઠ આપ્યા છે. પહેલામાં કેટલાંક પક્ષીઓનો પરિચય છે, બીજામાં કૂતરાંની વાત છે. ત્રીજામાં નાનકડી સફર છે. બીજા ધોરણનાં બાળકો ખુશીથી વાંચશે.

વિષય નિર્દોષ અને વાચનપાઠનો છે. બાળકોને ખુશીથી વાંચવા આપી શકાય.

❀

**તિળધ્યા ગુળધ્યા**

પૃષ્ઠ : ૩૨ કીં. ૦–૧–૬
લેખક : તારાબેન
પ્રકાશક : દક્ષિણામૂર્તિ પ્રકાશન મંદિર
—વડોદરા

દક્ષિણી તહેવારો આપણા કરતાં વધારે મહત્ત્વવાળા છે. આપણે ત્યાં એ સામાન્ય છે, એવા સંક્રાંતિ, ચૈત્રી પડવો, ભાદરવાની ગણેશ ચોથ, અને ભાઈબીજ એ ચાર તહેવારો દક્ષિણી રીતે કેવા ઉજવાય છે તે રસિક રીતે આ પુસ્તકમાં લખાયું છે. પાડોશીના આ તહેવારો મીઠા છે. ભાષા સરળ અને બાળભોગ્ય છે, બીજા ધોરણનાં બાળકો જરૂર વાંચશે.

વિષય નિર્દોષ અને માહિતીવાળો છે. બાળકોને અન્ય પ્રાંતીય તહેવારોનું ભાન થાય માટે આવું વાચન જરૂર આપી શકાય.

❀

**ત્રણ તપેલાં**

પૃષ્ઠ : ૩૨ કીં. ૦–૩–૦
લેખક : મસ્તફકીર
પ્રકાશક : અશોક પ્રકાશન મંદિર
—વડોદરા

ત્રણ તપેલાં પરસ્પર પોતાનું જીવન કહે છે. તે દ્વારા લેખકે રમૂજ ઉભી

કરવાનો પ્રયત્ન કરે છે પણ પ્રૌઢત્વ આવી જતું હોવાથી બાળકો એનો અનુભવ કરી શકે તેમ નથી. શૈલી અને ભાષા એવી જાતનાં છે, કે શહેરી છોકરાંઓ કેટલુંક તો સમજી શકે. છતાં ચોથા ધોરણનાં બાળકો વાંચી લેશે. હોંશિયાર બાળક આનંદ પણ મેળવશે.

વિષય નિર્દોષ અને રમુજી છે. બાળકો વાંચે એમાં કંઈજ વાંધા જેવું નથી.

❀

ત્રેવીશમું પુષ્પ | પૃષ્ઠ ૩૨ | કીં. ૦-૧-૬
લેખક : ગિજુભાઇ
પ્રકાશક : દક્ષિણામૂર્તિ પ્ર૦ મંદિર
—ભાવનગર

આ પુસ્તકમાં **બળિયાકાકાની** એક રમુજી વાત છે. સાદી ભાષામાં તે રસિક બની છે. **ઘડિયાળ મને નથી ગમતુ** એ બીજું લખાણ છે. તે બાળકોને ગમશે. **શારૂ અને લાલ** ત્રીજું લખાણ, સૂર્યોદય વિષે છે. વર્ણન સાદું અને સરળ છે. **ચીભડું,** એક પત્ર, અને આગ્યે આવી વાતજ રહીઃ એ ત્રણ બીજાં લખાણો પણ બાળભોગ્ય શૈલીમાં લખાયાં છે બીજા ધોરણનાં બાળકો વાંચી શકશે.

વિષય નિર્દોષ અને વાચનપાઠ જેવો છે. બાળકોના હાથમાં ખુશીથી મૂકી શકાય.

❀

**દેશદેશની અદ્ભુત વાતો** | પૃષ્ઠ : ૧૪૪ | કી. ૧-૦-૦
સંગ્રહક : રમણલાલ ના. શાહ
પ્રકાશક : ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય
—અમદાવાદ

અંગ્રેજી અને હિંદી ભાષામાંથી ૨૩ વાર્તાઓનો આ પુસ્તકમાં સંગ્રહ કર્યો છે. કેટલીક સાહસિકવાળી વાતો રમુજી છે, ઉપદેશક છે, પરીકથા સ્વરૂપની છે અને ઐતિહાસિક પણ છે. ભાષા સરળ અને બાળભોગ્ય છે. ચોથા ધોરણનાં બાળકો વાંચીને આનંદ મેળવશે ચિત્રો પણ આપ્યાં છે.

વિષય નિર્દોષ અને આનંદજનક છે. બાળકોના હાથમાં મૂકવામાં વાંધો નથી.

❀

**શેઠ ડાહ્યા** | પૃષ્ઠ : ૮૨ | કી. ૦-૮-૦
લેખક : રમણલાલ ના. શાહ
પ્રકાશક : ધી જનરલ બુક ડીપો
—મુંબઇ

ચાર મૂર્ખાઓની વાત આ પુસ્તકમાં આપી છે. દરેક વાતમાં કંઇ ને કંઇ

સામાન્ય રમુજ ઉત્પન્ન થાય છે. ભાષા સરળ અને વહેતી છે. બાળકો વાંચીને જરૂર હસશે. પાંચમા ધોરણના વિદ્યાર્થીઓ વાંચી લેશે.

વિષય નિર્દોષ અને રમુજી છે. બાળકોના હાથમાં ખુશીથી મૂકી શકાય.

❀

**ધરતીકંપ**

પૃષ્ઠ : ૩૬ કીં. ૦–૩–૦
લેખક : પ્રિયવદન બક્ષી
પ્રકાશક : ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય
—અમદાવાદ

ધરતીકંપ થવાનાં સાદા કારણો આ પુસ્તકમાં સારી રીતે સમજાવ્યાં છે. આવા વિષય બાળકોને વંચાવવાની ઘણી જ જરૂર છે. ભાષા સરળ અને સાદી છે. ચોથા ધોરણના વિદ્યાર્થીઓના ઉપયોગનું પુસ્તક છે.

વિષય નિર્દોષ અને વૈજ્ઞાનિક છે. આવું પુસ્તક બાળકોને જરૂર વાંચવા આપવું જોઇએ.

❀

**કર્મવીર કર્માશાહ**

પૃષ્ઠ : ૧૫ કીં. ૦–૧–૩
લેખક : ધીરજલાલ ટો. શાહ
પ્રકાશક : જ્યોતિ કાર્યાલય
—અમદાવાદ

૪૦૦ વરસ પહેલાંના બાદશાહી ગુજરાતનો આ એક કિસ્સો છે. મારવાડના વતની કર્માશાહ સાથે ચાંપાનેરના બહાદુરશાહને મૈત્રી થાય છે. તેનો લાભ લઇ કર્માશાહ શત્રુંજયનાં દહેરામાં મરામત કરાવે છે. આવી ઐતિહાસિક વાતો બાળકોને જરૂર આપવી જોઇએ. જરા રસિક રીતે લખાય તો ખૂબ રસ પણ પડે. ભાષા સાદી છે. પાંચમા ધોરણનાં બાળકો ઉપયોગ કરી શકશે.

વિષય નિર્દોષ અને ઐતિહાસિક છે. બાળકોને ખુશીથી વાંચવા આપી શકાય.

❀

**ધૂપદીપ**

પૃષ્ઠ : ૧૪૨ કીં. ૦–૮–૦
લેખક : હિરાલાલ લલ્લુભાઇ દવે
પ્રકાશકઃ નવયુગ પુસ્તક ભંડાર
—રાજકોટ

આ પુસ્તકમાં ૧૨ વાતો આપી છે. બધીજ જૂનવાણી છે. લોઢાનો કોટ, બોલતો રાજહંસ અને રંગીલો રાજકુમાર આ ત્રણ વાતોમાં ચમત્કાર, જાદુ

અને અસંભવ તત્ત્વ સાથે રાક્ષસોની વાતો છે. તે બાદ કરતાં બીજી વાતો ઠીક છે. ભાષા સરળ અને સાદી છે. ત્રીજા ધોરણનાં બાળકો વાંચશે.

વિષય સામાન્ય છે. ઉપરોક્ત ત્રણ વાતો કાઢી નાખીને બાળકોને ખુશીથી વાંચવા આપી શકાય.



**નરવીર** — પૃષ્ઠ : ૭૬ — કીં. ૦-૩-૦
લેખક : ચંદ્રભાઇ કા. ભટ્ટ
પ્રકાશક: ચાલો વિચારીએ ગ્રંથમાળા
—અમદાવાદ

ઇટલીના વીર દેશભક્ત ગેરીબાલ્ડીની જીવનકથા આ પુસ્તકમાં આપી છે. વેગવંતી શૈલી અને ભાષામાં દેશ ખાતર એણે સહેલાં અસહ્ય સંકટો વર્ણવ્યાં છે. કોઇ પણ દેશનાં બાળકોને આવાં વીરચરિત્રો વાંચવાં અવશ્ય ગમેજ. જોકે આ પુસ્તકની ભાષા અને શૈલી બાળભોગ્ય નથી, છતાં પાંચમા ધોરણનાં બાળકો રસથી વાંચશે.

વિષય નિર્દોષ અને વીરચરિત્રનો છે. દરેક બાળક આવું પુસ્તક વાંચેજ.



**નરવીર નેપોલિયન** — પૃષ્ઠ : ૪૪ — કીં. ૦-૩-૦
લેખક : નાગરદાસ ઇ. પટેલ
પ્રકાશક : અશોક પ્રકાશન મંદિર
—વડોદરા

નેપોલિયનનું ચરિત્ર સાદી રીતે આ પુસ્તકમાં લખાયું છે. ભાષા સરળ છે: ચોથા ધોરણનાં બાળકો વાંચી શકે તેવી છે. છતાં વિષયની રજુઆત અને વસ્તુગુંથણી પાંચમા ધોરણને વધારે અનુકૂળ લાગે છે. ચરિત્રો તો ગમે તે રીતે બાળકોને જરૂર વાંચવા આપવાં જોઇએ. તેમાં ય વીર પુરૂષોનાં ચરિત્રો તો બાળકોને ખૂબજ ગમે છે.

વિષય નિર્દોષ અને વીરત્વપ્રેરક છે. દરેક બાળકને વાંચવા આપી શકાય. કિમ્મત પણ વાજબી છે.



**નવું દીવડાં** — પૃષ્ઠ : ૧૩૫ — કીં ૦-૮-૦
લેખક : ભોળાશંકર પ્રેમજી વ્યાસ
પ્રકાશક : પોતે
—અમદાવાદ

જૂની ૯ લોકવાર્તાનો આ સંગ્રહ છે. વાણિયો ચતુરાઇથી કેવી રીતે દેવીને ઠગે

છે એવી પાંચ વાર્તાઓ છે. બીજી ચાર સામાન્ય પ્રકારની છે. ભાષા સરળ અને સાદી છે. ચિત્રો પણ આપ્યાં છે. પાંચમા ધોરણનાં બાળકો વાંચી લેશે.

વિષય સામાન્ય છે. બાળકોને વાંચવા આપી શકાય.

❀

**નવાં વરતો ને ઉખાણાં** પૃષ્ઠ : ૩૨ કીં. ૦-૧-૬
લેખક : ગિજુભાઇ
પ્રકાશક : દક્ષિણામૂર્તિ પ્રકાશન મંદિર —ભાવનગર

હાથી, રોઝ, વાણિયો હજામ એમ ૬૧ નામની એક બે વાત કહીને ઓળખાણ આપતાં જોડકણાં છે. ભાષા ખડબચડી છે. કુતૂહલ વૃત્તિથી બાળકો વાંચશે ખરાં. ત્રીજા ધોરણનાં બાળકો ઉપયોગ કરી શકશે. વરતો નથી પણ જોડકણાં છે. એટલે 'નવાં જોડકણાં' એવું નામ રખાયું હોત તો વધારે ઠીક ગણાત.

વિષય નિર્દોષ છે. બાળકોના હાથમાં મૂકવામાં હરકત નથી.

❀

**નાગકુમાર** પૃષ્ઠ : ૬૧ કીં. ૦-૩-૦
લેખક : નાગરદાસ ઇ. પટેલ
પ્રકાશક : પોતે —મલાડ

ગામડાના અભણ લોકોએ મનોરંજન ખાતર જોડી કાઢેલી લોક વાર્તામાંની આ એક વાર્તા છે. એક બાઇ પર નાગ પ્રસન્ન થાય છે અને જે જોઇએ તે આપે છે. એ રીતે અસંભવ અને અજ્ઞાન વધારે એવી વસ્તુનું સંકલન કર્યું છે. ભાષા સરળ અને સાદી છે. બાળકોને વાંચવામાં તો જરૂર રસ પડશે. ચોથા ધોરણનાં બાળકો વાંચી લેશે.

વિષય કંઇ નથી. બાળકોના ચારિત્ર્ય પર આ વાચનથી કોઇ બૂરી અસર નહિ થાય; પણ વહેમ પોષાશે.

❀

**નાનકડી વાતો** પૃષ્ઠ : ૭૩ કીં. ૦-૬-૦
લેખક : રમણલાલ ના. શાહ
પ્રકાશક : ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય —અમદાવાદ

નાની બોધપ્રદ એવી ૨૧ વાતો આ પુસ્તકમાં આપી છે. સરળ ભાષામાં રસિક અને આનંદ સાથે ઉપદેશ આપે એવી આ વાતો છે. આવી વાતો બાળકોને

ઘણી ગમે અને કંઈક સરકાર પણ આપે. બીજા ધોરણનાં બાળકો સારી રીતે વાંચશે. ચિત્રો પણ સુંદર છે.

વિષય નિર્દોષ અને નૈતિક ઉપદેશવાળો છે. બાળકો હોંશથી વાંચશે. દરેક બાળકના હાથમાં મૂકી શકાય.

❀

**નાની બહેન** પૃષ્ઠ : ૮૪ કીં. ૦-૮-૦
લેખક : નાગરદાસ ઇ. પટેલ
પ્રકાશક : આર. આર. શેઠની કું.
—મુંબઇ

આમાંની વાર્તાઓ ઘણી જગાએ લખાઇ ગયેલી છે. પણ એવી ટુંકી વાતોને જોડીને આ એક સળંગ વાર્તા બનાવી કાઢી છે રાક્ષસ, ભૂત, ડાકણ અને અસંભવિત ચમત્કારોની જ આખી વાત છે. બાળકોને કુતૂહલ વૃત્તિથી વાંચતાં રસ પડે એટલા માટે જ વાર્તા લખાઇ છે. રાક્ષસોનાં તો ચિત્રો પણ આપી દીધાં છે. એથી બાળકોના મન પર ડરની છાપ કાયમ બની જાય છે. ભાષા સરળ અને સુબોધ છે. ત્રીજા ધોરણનાં બાળકો વાંચી લેશે.

વિષય દોષભર્યો છે. બાળકો વાંચે એ ઇષ્ટ નથી.

❀

**નાની મોટી વાતો** પૃષ્ઠ : ૩૨ કીં. ૦-૨-૦
લેખક : રમણલાલ ના. શાહ
પ્રકાશક : અશોક પ્રકાશન મંદિર
—વડોદરા.

નાની મોટી ૯ વાર્તાઓનો આ સંગ્રહ છે. વાતો ટુંકી અને સરળ ભાષામાં સારી લખાઇ છે. દરેક વાતમાંથી કંઇ ને કંઇ ઉદ્દેશ મળે છે રસિક પણ સારી છે. આવી વાતો બાળકોને વાંચવી ગમે જ. બીજા ધોરણનાં બાળકો વાંચી શકશે.

વિષય નિર્દોષ અને આનંદ સાથે ઉદ્દેશ આપે તેવો છે. બાળકોને આવી વાતો જરૂર વંચાવવી.

❀

**પવન પાવડી** પૃષ્ઠ : ૧૦૦ કીં. ૦-૬-૦
લેખક : દીનુભાઇ જોષી
પ્રકાશક : ધી જનરલ બૂક ડીપો
—મુંબઇ

ત્રણ મોટી વાર્તાઓ આ પુસ્તકમાં આપી છે બે વાર્તાઓ જુની લોકવાર્તાઓ

છે. ત્રીજી ભીમ રાક્ષસને મારે છે તે પ્રચલિત છે. ત્રણે વાતો ઘણીજ સરસ રીતે અને રસ પડે એવી શૈલીમાં લખાઈ છે. પણ રાક્ષસ અને ચમત્કારનું એ જૂનું તત્ત્વ બાળકોની કલ્પનાને ભયંકર બનાવી મૂકશે. લખાવટ સુંદર છે એટલે એ દેષ દબાઈ જાય છે છતાં તત્ત્વ તો એજ ઝળકે છે. ભાષા મીઠી અને પ્રાસવાળી છે. ત્રીજા ધોરણનાં બાળકો વાંચશે.

વિષય સદોષ છે.

❧

**પંચામૃત** | પૃષ્ઠ : ૧૨૭ | કીં. ૦-૬-૦

લેખક : ગિજુભાઈ

પ્રકાશક : દક્ષિણામૂર્તિ પ્ર૦ મંદિર

—ભાવનગર

કાવ્યો, પક્ષીઓ, વૃક્ષો, શબ્દચિત્રો અને માહિતી એમ પાંચ વિભાગ આ પુસ્તકમાં આપ્યા છે કાવ્યોમાં જોડકણાં છે. બધામાંથી કંઈ ને કંઈ જાણવાનું મળે છે. ભાષા સરળ અને સાદી છે બીજા ધોરણનાં બાળકો વાંચી લેશે.

વિષય નિર્દોષ અને માહિતીવાળો છે. બાળકોને ખુશીથી વાંચવા અપાય.

❧

**પંડિતજી** | પૃષ્ઠ : ૩૨ | કીં. ૦-૩-૦

લેખક : નાગરદાસ ઇ. પટેલ

પ્રકાશક : પોતે

—મહાડ

બે અડપલા છોકરાઓની આ વાત રમુજ ઊભી કરવા ખાતર લખાયલી છે. સભ્યતા કે અસભ્યતાનો ખ્યાલ કર્યા વિના જેવાં તેવા તોફાનો કરીને વિનોદી પ્રસંગો ઊભા કરે છે ભાષા સરળ અને સાદી છે. ચોથા ધોરણનાં બાળકો વાંચી શકશે.

વિષય નિર્દોષ અને રમુજી છે. બાળકોના હાથમાં મૂકવા સામે કંઈ વાંધો નથી.

❧

**પાંચ લોકકથાઓ** | પૃષ્ઠ : ૬૨ | કીં. ૦-૪-૦

લેખક : ગિજુભાઈ

પ્રકાશક : ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય

—અમદાવાદ

લોકગીત ઉપરથી પાંચ વાર્તાઓ આ પુસ્તકમાં લખી છે. બીજી એક જોડકી "[illegible] મોર"ની વાત છોડીને બીજી બધી જ દાંપત્ય જીવનમાં પ્રવેશવાની

તાલાવેલીનો ચિતાર આપે છે. ભાષા સરળ અને સાદી છે. પાંચમા ધોરણનાં બાળકો વાંચીને સમજી શકશે.

વિષય સદોષ છે. આ વિષયમાંથી કંઇ મળવાનું હોય તો અમુકને ચાહો અને તેને પરણો એટલું મળી શકશે. વિષય એ જ વાત ચર્ચે છે.



**પાંચમા વર્ષનું બાળક** પૃષ્ઠ : ૨૭૮ (ડેમી ૮ પેજી) કીં. ૧-૮-૦
લેખક : ઘણા
પ્રકાશક : જીવણલાલ અ. મહેતા
—અમદાવાદ

" શ્રી બોધ "ના બાળક વિભાગનો આ સંગ્રહ છે. જુદા જુદા વિષયનાં લગભગ ૭૫ લખાણ સંગ્રહાયાં છે. સિંહાસન બત્રીસીની વાર્તાઓ દોષવાળી તો છેજ. છતાં ચલાવી લેવાય. પણ બાળકોના હિતની દષ્ટિએ કશું જ ચલાવી ન લેવું જોઇએ. અમૃતના ઘડામાં એક ટીપું ઝેર હોય તે મોતનું કારણ થઇ પડે. ભાષા સરળ અને પાંચમા ધોરણનાં બાળકો વાંચે એવી છે. બીજાં ધોરણોને પણ ઉપયોગમાં આવે એવાં લખાણેય છે.

વિષય સિંહાસનબત્રીસીની વાર્તાઓ છોડીએ તો નિર્દોષ છે. બાળકોને વાંચવા આપી શકાય.



**પુંડરીકનાં પરાક્રમો** પૃષ્ઠ : ૮૦ કીં. ૦-૧૦-૦
અનુવાદક : રમણલાલ ના. શાહ
પ્રકાશક : આર. આર. શેઠની કું.
—મુંબઇ

આ પુસ્તક અંગ્રેજી વાતનો અનુવાદ છે. એક રાજા છે. તેને મહાદેવ છોકરી આપે છે, પણ તેના છોકરાનાજ હાથે રાજાનું મોત થવાનું કહે છે રાજા છોકરીને કેદ કરે છે. કેદમાં છોકરો જન્મે છે. તે છોકરો પરાક્રમ કરે છે. ડાકણોને મારે છે, ભૂતને જીતે છે. રાક્ષસોને હરાવે છે. જાદુ ને ચમત્કારની ધમાચકડી બોલે છે. સાથે ડાકણોનાં ચિત્ર પણ આપ્યાં છે જેથી બાળકોના મન પર તેનાં સ્વરૂપની અસર પડે. ભાષા સરળ અને વહેતી છે. ચોથા ધોરણનાં બાળકો ખુશીથી વાંચી શકે.

વિષય દોષભર્યો છે. આવી વાતો વંચાવીને બાળકોના મન પર ભૂત, ડાકણ અને અસંભવ ચમત્કારોની બુરી અસર ન પાડવી જોઇએ. કોઇ રીતે આવું પુસ્તક બાળકોના હાથમાં મૂકવાની સલાહ ન આપી શકાય.



**પ્રહ્લાદ**

પૃષ્ઠ : ૮૭ કીં. ૦-૬-૦
લેખક : શ્રીમતીબાલા મજમુદાર
પ્રકાશક: આર્યસુધારક પ્રેસ
—વડોદરા

બાળભક્ત પ્રહ્લાદની પૌરાણિક કથા આ પુસ્તકમાં આપી છે. ભાષા સરળ અને બાળભોગ્ય છે. વર્ણન પણ વાર્તા રસને ટકાવી રાખે છે. આવાં પુસ્તકોનુ વાચન બાળકોમાં પવિત્રતા જગાવે છે. એક ત્રિરંગી ચિત્ર પણ છે. ચોથા ધોરણના બાળકો વાંચી લેશે.

વિષય નિર્દોષ અને દૃઢ ચારિત્ર્યનો છે. બાળકો વાંચે એ ઇષ્ટ છે.

*

**પ્રવાસ વાર્તા**

પૃષ્ઠ : ૧૦૬ કીં. ૦-૫-૦
લેખક : શંકર શાહ અને નરેંદ્ર બધેકા
પ્રકાશક : દક્ષિણામૂર્તિ પ્રકાશન મંદિર
—ભાવનગર

૧૦૬ પાનાંની પ્રકરણ વિનાની આ સળંગ પ્રવાસ-વાર્તા છે. વચ્ચે મુશ્કેલી નડ્યાનો કિસ્સો જોડી દીધો છે. અંગ્રેજી સાહિત્યમાં આવી ઘણી રસિક વાતો છે. બાળકોને આવી વાર્તાઓ ગમે છે, અને તે દ્વારા સાહસ કેળવાય છે. ભાષા સરળ અને સાદી છે. પાંચમા ધોરણના વિદ્યાર્થીઓ વાંચી શકશે.

વિષય નિર્દોષ અને પ્રવાસવાર્તાનો છે બાળકોને જરૂર વાંચવા આપી શકાય.

*

**પ્રવાસી પંખી ખંજન**

પૃષ્ઠ ૬૮ (ફુલ્સકેપ ૧૬) કીં ૦-૪-૦
લેખક : કેશવપ્રસાદ દેસાઇ
પ્રકાશક : જીવણલાલ અ મહેતા
—અમદાવાદ

ખંજન પંખીને આપણે દીવાળીનો ઘોડો કહીએ છીએ. તે પંખીને વાર્તારૂપે આ પુસ્તકમાં ઓળખાવ્યું છે સાદી અને સરળ ભાષામાં રસિક રીતે વાર્તા લખાઇ છે. બાળકોને વાચનરસ સાથે પક્ષીજ્ઞાન મળશે. આવી વાર્તાઓ આપણે ત્યાં ઘણી ઓછી છે. ચોથા ધોરણનાં બાળકો વાંચશે

વિષય નિર્દોષ અને પક્ષી જીવનનો છે. બાળકોને જરૂર વાંચવા આપી શકાય.

*

**પ્રશ્ન પેટી** પૃષ્ઠ : ४८ કીં. ૦-૩-૦
લેખક : રમણલાલ ના. શાહ
પ્રકાશક : ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય
—અમદાવાદ

વરસાદ શાથી પડે ? કૂતરો પૂછડી કેમ હલાવે છે ? આપણે હવામાં કેમ ઉડી શકતા નથી ? માણસને ઘડપણ કેમ આવે છે ? આવા આવા ૩૬ પ્રશ્નોના જવાબો સાદી અને સરળ ભાષામાં ટુંકથી આપ્યા છે. બાળકોને આવું અવું જાણવાની ઘણી ઇચ્છા હોય છે. રસ જગાડવામાં આવે તો આવાં પુસ્તકો બાળકો વાંચે અને વિજ્ઞાનમાં રસ લેતાં થાય. પાંચમા ધોરણનાં બાળકો વાંચી શકશે.

વિષય નિર્દોષ અને વૈજ્ઞાનિક છે. દરેક બાળકને વાંચવા આપવું જોઇએ.

❧

**પ્રાણીપુરાણ ભા. ૧-૨** પૃષ્ઠ : ४८ : ४८ કીં. ૦-૩-૦ : ૦-४-૦
લેખક : નટવરલાલ વીમાવાળા
પ્રકાશક : ગાંડીવ સાહિત્ય મંદિર
—સુરત

બંને ભાગમાં પ્રાણીઓ વિષે વાર્તારૂપે લખ્યું છે. પહેલા ભાગમાં રીંછ, વરૂ, ચિત્તો, ગેંડો એમ સાત પ્રાણીના સ્વભાવની વાતો છે. બીજા ભાગમાં સિંહ અને સાપની એજ લાંબી વાત છે. પુરાણ જેવું કશું નથી. ભાષા સાદી અને સરળ છે. આ રીતે લખાએલી વાતો બાળકો રસથી વાંચે ખરાં. ત્રીજા ધોરણનાં બાળકો વાંચી લેશે.

વિષય નિર્દોષ અને પ્રાણી પરિચયનો છે. જરૂર બાળકોના હાથમાં મૂકી શકાય.

❧

**પ્રાણીવર્ણન** પૃષ્ઠ. ४७ કીં. ૦-४-૦
લેખક : ચંદ્રશંકર મ. ભટ્ટ
પ્રકાશક : ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય
—અમદાવાદ

હાથી, કૂતરો, ગાય, બળદ, ભેંસ, ગધેડું અને ઘોડા વિષે આ પુસ્તકમાં માહિતી આપી છે. ચિત્રો સારાં આપ્યાં છે. ભાષા સરળ અને લખાવટ સારી છે. બાળકોને ઉપરોક્ત પ્રાણીઓ વિષે ઘણું જાણવાનું મળશે. ત્રીજા ધોરણનાં બાળકો વાંચી શકશે.

વિષય નિર્દોષ અને પ્રાણી-માહિતીનો છે. બાળકોને વાંચવા આપતાં જરાય અચકાવું ન જોઇએ.

❧

**ફળકથા ભા. ૧–૨**

પૃ૦ : ૪૮ : ૪૪ કીં. ૦–૪–૦ : ૦–૩–૦
લેખક : રતિલાલ વિ. દલાલ
પ્રકાશક : ગાંડીવ સાહિત્ય મંદિર
—સુરત

સીતાફળ, કાજુ, અનનસ, જામફળ પેપૈયું વગેરે ફળોની માહિતી આ બન્ને ભાગમાં આપી છે. બાળકો ઝલદી શકે એ રીતે વિષય લખાયો છે. ભાષા સરળ અને સાદી છે. બાળકોને આવું સાહિત્ય આપવું જોઈએ. ત્રીજા ધોરણનાં બાળકો વાંચી શકશે.

વિષય નિર્દેશ અને ફળ માહિતીનો છે. બાળકો વાંચે એ ઇષ્ટ છે.

*

**ફુદાં અને પતંગિયાં**

પૃ૦ : ૯૭ કીં ૦–૫–૦
લેખક : હેમુભાઈ
પ્રકાશક : દક્ષિણામૂર્તિ ગ્ર૦ મંદિર
—ભાવનગર

સાદી અને સરળ ભાષામાં પતંગિયા અને ફુદાં વિષે રસિક માહિતી આ પુસ્તકમાં આપી છે. બાળકોને વાંચવું ગમે એવી શૈલી છે માહિતી ક્રમસર અને ઘણી બધી છે, ચિત્રો નથી આપ્યાં. ચોથા ધોરણનાં બાળકો રસથી વાંચશે.

વિષય નિર્દેશ અને જીવજંતુની માહિતીનો છે. જરૂર બાળકોના હાથમાં મૂકી શકાય.

*

**ફુરસદ**

પૃષ્ઠ : ૮૭ કીં. ૦–૪–૬
લેખક : નટવરલાલ વીમાવાળા
પ્રકાશક : ગાંડીવ સાહિત્ય મંદિર
—સુરત

ગણિત, ભાષા અને હુન્નરના કેટલાક અટપટા કોયડાઓનો આ સંગ્રહ છે. જ્ઞાન સાથે ગમ્મત આપે એવી તેની ગોઠવણ છે વાંચીને સમજી શકે તેવા બાળકોને જરૂર ગમશે. આવા કોયડાઓના પ્રયોગથી બાળકોની સમજણ ખીલે છે. ભાષા સાદી ને સરળ છે ચોથા ધોરણનાં બાળકો વાંચશે

વિષય નિર્દેશ અને ગમ્મતજ્ઞાનનો છે બાળકોને જરૂર આપી શકાય.

*

કુલકણી

પૃષ્ઠ : ૩૨ કીં. ૦-૪-૦
લેખક : પ્રીતમલાલ મજમુંદાર
પ્રકાશક : કરસનદાસ નારણદાસ
—સુરત

નાનાં મોટાં જોડકણાંનો આ સંગ્રહ છે. સહેલી અને સાદી ભાષામાં બાળકોને ગમે એવા વિષયનાં સુંદર જોડકણાં આપ્યાં છે. બાળકોને જરૂર ગમશે. બીજા ધોરણ અને તે ઉપરનાં બાળકો વાંચી શકશે.

વિષય નિર્દોષ અને ગીતનો છે. બાળકોને જરૂર આપી શકાય.

♣

ફુવારો

પૃષ્ઠ : ૫૧ કીં. ૦-૩-૦
સંગ્રાહક: વસંત નાયક
પ્રકાશક : ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય
—અમદાવાદ

જુદા જુદા લેખકોનાં જોડેલાં ૩૧ બાળગીતો આ સંગ્રહમાં આપ્યાં છે. ગીતો સારાં અને હળવી ભાષામાં લખાયાં છે. બાળકોને તો સાદું ને રાગમાં ગવાય એવું લખાણ તરત જ ગમે છે. સાથે ગીતોનું સ્વરાંકન આપ્યું છે એથી વાતમાં તેનો એક સરખો ઉપયોગ થઇ શકે. બીજા ધોરણનાં બાળકો વાંચી લેશે. ઉપયોગમાં તો બાળથી બધાં ધોરણો લઇ શકે.

વિષય નિર્દોષ અને ગીત-રસિક છે. બાળકોને વાંચવા જરૂર આપી શકાય.

♣

ફોરમ લહરી ૧

પૃષ્ઠ : ૨૪ કીં. ૦-૧-૬
લેખક : શારદાપ્રસાદ વર્મા
પ્રકાશક : યુગાંતર કાર્યાલય
—સુરત

સ્વામી રામતીર્થ, ગોવર્ધનરામ, સ્વામી વિવેકાનંદ એમ ૯ મહાપુરૂષોના જીવન પ્રસંગો ટૂંકી શૈલીમાં આલેખ્યા છે. દરેક પ્રસંગમાં દઢતા, ત્યાગ કે સેવાની પૂજ્ય ભાવે પ્રેરતી ઘટનાઓ સરળ ભાષામાં ચીતરી છે. આવું વાચન બાળકોમાં પૂજ્ય ભાવ પ્રગટાવે છે. પાંચમા ધોરણનાં બાળકો વાંચી લેશે.

વિષય નિર્દોષ અને ચારિત્ર્યનો છે. દરેક બાળકને આવું વાચન આપવું જોઇએ.

♣

ફોરમ લહરી ૩

પૃષ્ઠ : ૩૬ કીં. ૦-૨-૬
લેખક : શારદાપ્રસાદ વર્મા
પ્રકાશક : યુગાંતર કાર્યાલય
—સુરત

પ્રાતઃસ્મરણીય રાનડે, ગોપાળકૃષ્ણ ગોખલે, ફીરોઝશા મહેતા, એમ સાત દેશ-સેવકોનાં ટુંકા ચરિત્ર-પ્રસંગો આ પુસ્તકમાં આપ્યા છે. ભાષા સરળ અને વાક્યો મર્યાદાવાળાં છે. બાળકો અને મોટાં વાંચે એવું પુસ્તક છે. પાંચમા ધોરણનાં બાળકો વાંચી લેશે.

વિષય નિર્દોષ અને ચારિત્ર્યનો છે. બાળક વાંચે એમ ઇચ્છીએ.

ફોરમ લહરી ૫

પૃષ્ઠ : ૪૪ કીં. ૦-૩-૦
લેખક : શારદાપ્રસાદ વર્મા
પ્રકાશક : યુગાંતર કાર્યાલય
—સુરત

આ પુસ્તકમાં આપણા દેશની ૯ પ્રતિષ્ઠિત સ્ત્રીઓના પ્રેરક પ્રસંગો આપ્યા છે. ભાષા અને શૈલી બાળકો માટે જરા અઘરાં ખરાં; છતાં પાંચમા ધોરણનાં બાળકો ખુશીથી વાંચશે.

વિષય નિર્દોષ અને જીવન ચરિત્રનો છે. દરેક બાળક વાંચે એવી ભલામણ કરી શકાય.

ફોરમ લહરી ૬

પૃષ્ઠ : ૯૬ કીં. ૦-૭-૦
લેખક : શારદાપ્રસાદ વર્મા
પ્રકાશક : યુગાંતર કાર્યાલય
—સુરત

૧૯ મી સદીના અંત ભાગમાં ચમકી ગયેલા ૧૩ પુરુષ સિતારાં, ગુર્જર સપુતોના જીવન પ્રસંગો આ પુસ્તકમાં આપ્યા છે. નાનાં બાળકોને વાંચવામાં સમજવામાં મુશ્કેલી નડે એવી ભાષા અને શૈલી છે, છતાં મોટી ઉમ્મરનાં બાળકોને રુચિકર થઇ પડશે. પાંચમા ધોરણનાં બાળકો ખુશીથી વાંચશે.

વિષય નિર્દોષ અને જીવનચરિત્રનો છે, બાળકોને વાંચવા આપવું જ જોઇએ.

શેરમ લહરી ૭ | પૃષ્ઠ : ૫૬ | કીં. ૦-૪-૦
લેખક : શારદાપ્રસાદ વર્મા
પ્રકાશક : યુગાંતર કાર્યાલય
—સુરત

એક પેઢીના વડવા સમા ૭ સ્વર્ગસ્થ વ્યાપારવીરોનાં આત્મચરિત્રો આ પુસ્તકમાં આપ્યાં છે. આપણા વડવાઓ વ્યાપારમાં કેવા પાવરધા હતા, તે સારી રીતે સમજાવ્યું છે. બાળકો આપણી પૂર્વ કીર્તિ પિછાને એ જરૂરી છે. પાંચમા ધોરણનાં બાળકો વાંચી શકે.

વિષય નિર્દોષ અને જીવનચરિત્રનો છે. બાળકો વાંચે એ ઇષ્ટ છે.

☘

બકોર પટેલ
ભાગ૧-૨-૩-૪ | પૃષ્ઠ : ૧૬ : ૨૨ : ૧૬ : ૧૯ | કીં ૦-૩-૦ : ૦-૪ ૦ : ૦-૩-૦ : ૦-૪-૦
લેખક : હરિપ્રસાદ વ્યાસ
પ્રકાશક . ગાંડીવ સાહિત્ય મંદિર
—સુરત

બકરો મુખ્યત્વે અને સાથે બીજાં પ્રાણીઓને માણસની દુનિયામાં મૂકીને રમુજ ઉત્પન્ન થાય એવી વાતોનો સંગ્રહ આ ભાગોમાં છે. અંગ્રેજી સાહિત્યની આ નકલ છે. ભાષા સરળ અને સાદી છે. બાળકોને આવી વાતો વાંચવી ગમે છે. ૧ લો ને બીજો ભાગ ચોથા ધોરણનાં, અને ત્રીજો ચોથો પાંચમા ધોરણનાં બાળકો વાંચી લેશે.

વિષય નિર્દોષ અને રમુજી છે. બાળકોને ખુશીથી વાંચવા આપી શકાય.

☘

બાપુજી અને બીજી વાતો | પૃષ્ઠ : ૯૦ | કીં. ૦-૧૦-૦
લેખક : કપિલાબેન માસ્તર
પ્રકાશક : દક્ષિણામૂર્તિ પ્ર. મંદિર
—ભાવનગર

ગાંધીજી ગોળમેજી પરિષદમાં વિલાયત જાય છે, અને પાછા આવે છે એ વાત અને બીજી વાતો આ પુસ્તકમાં આપી છે. ભાષા સરળ અને સાદી છે. બાળકો વાંચશે તો જરૂર. કદાચ ગાંધીજીની વાતમાં સમજણ નહિ પડે. બીજી વાતો વાર્તાના સ્વરૂપની છે. ચિત્રો આપ્યાં છે. ત્રીજા ધોરણનાં બાળકો વાંચશે.

વિષય નિર્દોષ છે. બાળકોના હાથમાં ખુશીથી મૂકી શકાય.

☘

બાલ કથાવલિ

પૃષ્ઠ ૮૭ કી. ૦-૮-૦
લેખક નાગરદાસ ઇ. પટેલ
પ્રકાશક: આર આર શેઠની કું
—મુંબઇ

આ પુસ્તકમાં પાંચ વાર્તાઓ આપી છે. પહેલી તથા ચોથી વાર્તામાં નાગકન્યા, પાતાળ અને ચમત્કારો જેવાં અસંભવ તત્ત્વો ચિતર્યાં છે બીજી ત્રણ વાર્તાઓ સામાન્ય છે. એમાં નૈતિક દોષ નથી ભાષા સરળ અને બાળભોગ્ય છે ચિત્રો આપ્યાં છે ત્રીજા ધોરણનાં બાળકો વાંચી શકશે.

વિષય બીજી અને ચોથી વાર્તા છોડીને બાકી નિર્દોષ છે.

*

બાલ કુંજ

પૃષ્ઠ ૮૪ કીં ૦-૮-૦
લેખક નાગરદાસ ઇ. પટેલ
પ્રકાશક આર આર શેઠની કું.
—મુંબઇ

આ પુસ્તકમાં ૭ વાર્તાઓ છે. બધી સચિત્ર છે તેમાંની બીજી અને ત્રીજી ઘણે ઠેકાણે વારંવાર લખાઇ ગઇ છે. બીજી અને છઠ્ઠી વાર્તા ડાકણ, ચમત્કારો અને અસંભવ ઘટનાથી ભરી દીધી છે એ બે વાતો જતી કરીએ તો બાકીની વાતો નિર્દોષ છે. ભાષા સરળ અને બાળભોગ્ય છે ત્રીજા ધોરણનાં બાળકો વાંચી શકશે.

વિષય બીજી અને છઠ્ઠી વાર્તા છોડીને બાકી નિર્દોષ છે એ વાતો છોડીને બાળકોને વાંચવા આપી શકાય

*

બાલ પાઠો

પૃષ્ઠ ૪૦ કી ૦-૩-૦
લેખક ઉમિયાશંકર જોષી.
પ્રકાશક અશોક પ્રકાશન મંદિર
—વડોદરા

જુદા જુદા ૧૬ પાઠો આપ્યા છે સાંજ પડી, ગાય, કેવડો, કુતરો, બપોર એમ ૧૬, પાઠોમાં તે તે વિષય ઉપર ટુંકથી સાદી અને સરળ ભાષામાં વર્ણન કર્યું છે. સાથે કવિતાઓ પણ છે. બીજા ધોરણનાં બાળકો વાંચી શકશે.

વિષય નિર્દોષ અને વાચનનો છે. બાળકો વાંચે એમાં વાંધા જેવું કંઇ નથી

*

**બાલભારત**

પૃષ્ઠ : ૮૭ કી. ૦-૪-૦
અનુવાદક : સૌ. મંજુદેવી મા. પંડ્યા
પ્રકાશક : હરમનદાસ નારણદાસ
—સુરત

મરાઠી બાલભારતનો આ અનુવાદ છે. અઢાર પ્રકરણમાં ૧૮ પર્વનો ટુંકમાં સાર આપ્યો છે. જો કે રસિક નથી છતાં બાળકો વાંચશે તો ખરાંજ. આવા મોટા ગ્રંથોને ટુંક રૂપમાં બાળકો વાંચે એ ઇષ્ટ છે. પાંચમા ધોરણનાં બાળકો વાંચી લેશે.

વિષય નિર્દોષ અને પૌરાણિક ઇતિહાસનો છે. બાળકોના હાથમાં મૂકી શકાય

❧

**બાલવાર્તાવલિ**

પૃષ્ઠ : ૮૪ કી. ૦-૮-૦
લેખક : નાગરદાસ ઇ. પટેલ
પ્રકાશક : આર. આર. શેઠની કું.
—મુંબઇ

આ પુસ્તકમાં ત્રણ વાર્તાઓ છે. તેમાંની પહેલી અને બીજી વારંવાર લખાઇ ચૂકી છે. એક તો હિતોપદેશની બ્રાહ્મણ અને વાઘની છે. બંને નિર્દોષ, રસિક અને ઉપદેશક છે. ત્રીજી વાત રાક્ષસની છે, એટલે તેમાં અસંભવિત ઘટનાઓ તો હોયજ. આવી વાતો બાળકને વંચાવવી ન જોઇએ. વાતો સચિત્ર છે. ભાષા સરળ અને બાળભોગ્ય છે. ત્રીજા ધોરણનાં બાળકો વાંચી લેશે.

વિષય ત્રીજી વાર્તા છોડીને બાકીનો નિર્દોષ છે. એ એક વાત કાઢી લઇને બાળકોને વાંચવા આપી શકાય.

❧

**બાલવિનોદિની**

પૃષ્ઠ : ૬૬ કી. ૦-૬-૦
લેખક : નાગરદાસ ઇ. પટેલ
પ્રકાશક: પોતે
—મલાડ

એક રાજકુંવર છે. તે પરીના દેશમાં ઉડીને જાય છે. ત્યાં એક સોનું પુતળું જુએ છે. તેના પર મોહી પડે છે. તેને પરણવાની હઠ લે છે. પરી તેને એ પુતળા જેવી રૂપાળી સ્ત્રી પાસે લઇ જાય છે. તે સ્ત્રી બોલતી નથી. તેની પાસે એક પુતળી છે. તે વાર્તાઓ કહે છે. એવી ચાર વાતો છે. તેમાં કેવી રીતે કોણ પરણે છે તેનું વર્ણન છે. બધામાં અસંભવિત ચમત્કાર, જાદુ અને કયાંક ડાકણ કે રાક્ષસ આવે છે. આ

વાર્તામાંથી બીજું કંઈ જ લક્ષ્ય તરી આવતું નથી. ભાષા સરળ છે. ચિત્રો પણ આપ્યાં છે. ચોથા ધોરણનાં બાળકો વાંચી શકે.

વિષય રોચક છે. વધુ કંઈ નથી. આવી ચોપડીઓ બાળકને વાંચવા આપવાની ભલામણ કરતાં જીવ ચાલતો નથી.

❧

**બાલ વિજ્ઞાન ભા. ૩જો**

પૃષ્ઠ : ૧૧૬ કીં. ૧-૮-૦
લેખક : સૌ. વિમળા સેતલવાડ
પ્રકાશક : પુસ્તકાલય સ. સ. મંડળ
—વડોદરા

સાબુ, ટાંકણી, રેશમ, ચાંદ, ખાંડ એવા ૧૭ વિષયોની માહિતી વૈજ્ઞાનિક પદ્ધતિથી બાળકો સમજી શકે એવી સહેલી અને સાદી ભાષામાં આપી છે. વિજ્ઞાનનાં પુસ્તકો આપણી ભાષામાં છેજ ઓછાં, ત્યાં પછી બાળકો માટે તો હોય જ ક્યાંથી ? તે ઊણપ પૂરે એવું આ સુંદર પુસ્તક દરેક માબાપે બાળક માટે ખરીદી રાખવું જોઈએ. ચિત્રો અને છપાઈ ઘણાં જ સરસ છે. ચોથા ધોરણનાં બાળકો વાંચી શકે.

વિષય નિર્દોષ અને વિજ્ઞાનનો છે. દરેક બાળકને આ પુસ્તક વાંચવા આપવું જ જોઈએ.

❧

**બાલ હિતોપદેશ**

પૃષ્ઠ : ૭૪ કીં. ૦-૪-૦
લેખક : પ્રસન્નવદન છ. દીક્ષિત
પ્રકાશક : કરસનદાસ નારણદાસ
—સુરત

હિતોપદેશમાંથી વીણીને ૧૯ વાતો આ પુસ્તકમાં આપી છે. બધી જ વાતો રસિક અને વાંચવી ગમે એવી છે. ભાષા સરળ અને બાલભોગ્ય છે. આવી વાર્તાઓ બાળકોની નીતિ અને બુદ્ધિમાં ઝળકાટ લાવે છે. ચોથા ધોરણનાં બાળકો વાંચશે.

વિષય નિર્દોષ અને ઉપદેશક વાર્તાનો છે. બાળકો વાંચે એ ઇષ્ટ છે.

❧

**બાલોદ્યાનની વાર્તાઓ**

પૃષ્ઠ : ૧૦૦ કીં. ૦-૮-૦
લેખક : ચંદ્રશંકર મ. ભટ્ટ
પ્રકાશક : સી. જમનાદાસની કું.
—મુંબઈ

વાર્તાઓ પરભાષામાંથી અને પ્રચલિત વીણીને આ પુસ્તકમાં મૂકી છે. એવી

૯ વાર્તાઓ છે. એમાંની ચાર વાતો અલિપિનાં પરાક્રમ, વીરવિક્રમ, જાનકી દેવી અને અહમદનું સ્વપ્ન એ જૂના પ્રકારની લોકવાતો છે એમાં રાજકુંવર ને રાજકુંવરી તો હોય જ: ચમત્કાર અને અસભવ પ્રસંગો પણ આવે જ. એ સિવાય પાંચ વાતો ઠીક છે ભાષા સરળ અને વહેતી છે. વાર્તાઓ સચિત્ર પણ છે. ત્રીજા ધોરણનાં બાળકો વાંચી લેશે.

વિષય સદોષ છે છતાં વાંચવા આપી શકાય' વર્ણનશૈલી મર્યાદિત છે એટલે આવે ;

બાળકોની રમતો | પૃષ્ઠ · ૪૭ | કીં ૦-૩-૦
લેખક : રતિલાલ વિ. દલાલ
પ્રકાશક : ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય
—અમદાવાદ

જુદા જુદા પ્રકારની પ્રચલિત ૧૨ રમતોની વિધિ આ પુસ્તકમાં આપી છે. ભાષા સરળ અને સાદી છે બાળકો વાંચીને રમતો આપમેળે રમી શકશે. મોટાંઓ પણ એ ઉપરથી નવું તત્ત્વ ઉમેરીને રમતો બનાવી શકે. ચોથા ધોરણનાં બાળકો વાંચી શકશે આપણે ત્યાં રમતોનું સાહિત્ય બહુ નથી. આવાં પુસ્તકોની જરૂર છેજ

વિષય નિર્દોષ અને રમતનો છે. દરેક બાળકને વાચવા આપી શકાય.

બાળકોનું સ્વર્ગ | પૃષ્ઠ . ૭૬ | કી. ૦-૭-૦
લેખક · નાગરદાસ ઇ. પટેલ
પ્રકાશક : અશોક પ્રકાશન મંદિર
—વડોદરા

સૂર્ય, ચદ્ર અને બીજા સાત ગ્રહો વિષે સાદી હકીકત આ પુસ્તકમાં આપી છે તારા અને નક્ષત્રો વિષે પણ થોડી ટુંક માહિતી આપી છે. વચ્ચે વચ્ચે ગ્રહેને લગતી કલ્પિત વાતો પણ જોડી દીધી છે ચિત્રો પણ આપ્યાં છે. ભાષા સરળ અને સાદી છે પાંચમા ધોરણનાં બાળકો વાંચી લેશે આવા વિષયોનું સાહિત્ય બાળકોને જરૂર વંચાવવું જોઇએ.

વિષય નિર્દોષ અને ખગોળનો છે. આવાં પુસ્તકો બાળકોને જરૂર વાચવા આપવાં જોઇએ.

**બાળ ગોપાળ** — કીં. ૧-૦-૦

પૃષ્ઠ : ૧૩૭
પ્રકાશક : જાગૃતિ કાર્યાલય
—અમરેલી

૧૯૩૨ ની સાલમાં અમરેલી મુકામે બાળ પુસ્તકાલયના મેળાવડા વખતે બાળકોનો મેળો યોજાયો હતો. તે પ્રસંગે બાળ ગોપાળ નામે આ વાચન-સંગ્રહ પ્રગટ થયો હતો. તેમાં જુદા જુદા વિષય પર વાર્તાઓ અને લખાણો છે. કેટલીક વાતો ઘણી રસદાર છે. ભાષા પણ સાદી ને સરળ છે. બધાં ધોરણોનાં બાળકો ઉપયોગ કરી શકે, પણ ખાસ પાંચમા ધોરણનાં બાળકો માટે યોગ્ય કહી શકાય.

વિષય નિર્દોષ અને વાચનનો છે. બાળકોને ખુશીથી વાંચવા આપી શકાય.

❀

**બાળ નેપોલિયન** — કીં. ૦-૧૨-૦

પૃષ્ઠ : ૧૨૦
લેખક : ચંદ્રશંકર મ. ભટ્ટ
પ્રકાશક : સી. જમનાદાસની કું.
—મુંબઇ

ફ્રાંસના વીર લડવૈયા નેપોલિયનનું ઇતિહાસપ્રસિદ્ધ આ ચરિત્ર બાળ ભાષામાં ટુંકાણથી લખાયું છે. ભાષા સરળ અને મધુરી છે. વીર પુરુષોનાં ચરિત્રો બાળકો વધારે વાંચે એ ઇષ્ટ છે. સાહસ અને વીરતા બાળકોને ગમે છે. આ પુસ્તકમાંથી નેપોલિયનનો ઠીક પરિચય બાળકોને મળશે. પાંચમા ધોરણનાં બાળકો વાંચી લેશે. ચિત્રો પણ આપ્યાં છે.

વિષય નિર્દોષ અને વીર ચરિત્રનો છે. જરૂર બાળકોને વાંચવા આપીએ.

❀

**બાળ બહુરૂ** — કીં. ૦-૬-૦

પૃષ્ઠ : ૮૩
અનુવાદક : કેશવપ્રસાદ દેસાઇ
પ્રકાશક : જીવણલાલ અ. મહેતા
—અમદાવાદ

જે. એમ. બેરી નામક અંગ્રેજ લેખકના Peter Pan નામની બાળવાર્તાનો આ અનુવાદ છે. પરી સાથે ઉડતાં બાળકો ઉડીને નિર્જન પ્રદેશમાં જાય છે; ત્યાં રહે છે, દુશ્મનો સામે લડે છે અને ઘેર આવે છે. અસંભવ કલ્પનાઓથી બાળકોનાં મગજ ભરી દેવાં એ હવે ઘાતક સિદ્ધ થયું છે; છતાં આ વાર્તા નિર્દોષ અને સાફ-

સભાવથી લખાઇ છે, એટલે બાળકો વાંચે તો ચલાવી લેવાય. ભાષા સરળ અને સહેલી છે. ચિત્રો પણ આપ્યાં છે. ચોથા ધોરણનાં બાળકો વાંચી લેશે.

વિષય નિર્દોષ અને વાર્તાનો છે. બાળકોને વાંચવા આપી શકાય.



**બાળ વાર્તા**

પૃષ્ઠ : ૬૬ કીં. ૦-૩-૦
લેખક : ગ. મ. વૈષ્ણવ
આડતિયા : કરસનદાસ નારણદાસ
—સુરત

ટુંકી ટુંકી ઉપદેશક વાર્તાઓ અને સંવાદો આ પુસ્તકમાં આપ્યાં છે. નીતિ–કથાઓ જેવી જ્ઞાન સાથે ગમ્મત આપે એવી વાતો બાળકોને જરૂર ગમશે. ભાષા જૂની અને સાદી છે. ત્રીજા ધોરણનાં બાળકો વાંચી લેશે.

વિષય નિર્દોષ અને ઉપદેશક છે. બાળકો જરૂર વાંચી શકે છે.



**બુદ્ધ ભગવાનની વાર્તાઓ**

પૃષ્ઠ : ૯૧ કીં. ૦-૬-૦
લેખક : ચં. મ. ભટ્ટ અને ડી. એન. મૂર્તિ
પ્રકાશક: લુહાણામિત્ર પ્રિં. પ્રેસ
—વડોદરા

બુદ્ધ ભગવાનના ચારિત્ર્યની કેટલીક વાર્તાઓ આ પુસ્તકમાં આપી છે. બધીજ વાતોમાંથી કંઇ ને કંઇ ઉપદેશ મળે છે. વાર્તારસ પણ બરાબર જળવાય છે. ભાષા સરળ અને સાદી છે. પાંચમા ધોરણનાં બાળકો વાંચી શકે. આવું સાહિત્ય બાળકો વાંચે એ ઇષ્ટ છે.

વિષય નિર્દોષ અને નૈતિક છે. બાળકોને વાંચવા આપતાં જરાય અચકાવું ન જોઇએ.



**બુધા કાકા**

પૃષ્ઠ : ૧૦૦ કીં. ૦-૫-૦
લેખક : રમણલાલ સોની
પ્રકાશક: દક્ષિણામૂર્તિ પ્ર૦ મંદિર
—ભાવનગર

સાત નાની મોટી વાર્તાઓ આ પુસ્તકમાં આપી છે. તેમાંની પાંચ સાધારણ છે. વસ્તુવિધાનની દૃષ્ટિએ હિતોપદેશની **શિયાળનો ન્યાય** એ વાત એકજ છે.

વાણિયો ને હજામ એ રમુજી વાત છે. બીજી એ ભીમભાઈની બહાદુરી અને થંભાગો અનિચ્છનીય તત્ત્વોથી ભરી છે. ડાકણ, ચમત્કાર, રાજકુંવરી અને છેવટે પરણવાનું ! ભાષા સાદી અને સરળ છે. ત્રીજા ધોરણનાં બાળકો વાંચી લેશે.

વિષય બે વાર્તાઓ છોડીને બાકી સામાન્ય છે. એ બે વાતોને લીધે ભલામણ કરવા જેવું નથી રહેતું.



**બુલબુલ**

પૃષ્ઠ : ૩૧ — કીં. ૦-૨-૬
લેખક : દુર્લભજી (દીનુભાઈ) જોષી
પ્રકાશક : ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય —અમદાવાદ

એક ડોસો છે એક ડોસી છે. ડોસો એક બુલબુલ ખરીદી લાવે છે. ડોસીને તે ગમતું નથી. આ વાત ઘણી જ સુંદર રીતે મીઠી ભાષામાં લખાઈ છે. બાળકો હોંશથી વાંચશે. ચિત્રો પણ આપ્યાં છે. બીજી એક નાની વાત ઔક વાર્તા છે. તે આપણી જૂની વાર્તા જેવી છે. એમાં કંઈ વિશેષ તત્ત્વ નથી. બીજા ધોરણનાં બાળકો વાંચી લેશે.

વિષય નિર્દોષ અને રસિક છે. બાળકોને વાંચવા આપી શકાય.



**બે સાહસિકો**

પૃષ્ઠ : ૩૪ — કીં. ૦-૩-૦
લેખક : બાલચંદ્ર ન. પંડ્યા
પ્રકાશક : નવું વાંચીએ કાર્ય મંદિર —વડોદરા

રોઈસ નામના દક્ષ અને ખંતીલા ઉદ્યોગવીરની અને સ્પેનના સાહસિક વીર પીઝારોની ચારિત્ર્ય-વાતો આપી છે. બંને વાતોમાંથી બાળકોને સાહસનો બોધ મળે છે. આવું વાચન બાળકોને ગમે એવી શૈલીમાં જેટલું લખાય તેટલું ઓછું. ભાષા સાદી અને ઉછળતી છે. પાંચમા ધોરણનાં બાળકો વાંચી શકશે.

વિષય નિર્દોષ અને સાહસનો છે. બાળકો વાંચે એ ઇષ્ટ છે.



**બોલતું બુલબુલ**

પૃષ્ઠ : ૩૦ — કીં. ૦-૨-૬
લેખક : જે. છ. ચોધરી
પ્રકાશક : મંગળદાસ ઍન્ડ સન્સ —સુરત

આ ચોપડીમાં બે વાર્તાઓ છે. બંને જૂનવાણી લોકવાર્તાઓ છે. રાજા છે.

રાજકુંવરો છે. રાજાને ગુલબુલ જોઇએ છે. કુંવરો જાય છે. એક રાક્ષસ તેમને બાંધી દે છે. બીજો કુંવર જાય છે. પરીઓને મળે છે. રાક્ષસને મારે છે. ગુલબુલ લાવે છે. બીજી વાતમાં રજપુત ડાકણ પાસેથી કડું મેળવે છે. તે વડે ચમત્કારો કરીને રાજાની કુંવરીને પરણે છે. ભાષા સરળ અને સાદી છે ત્રીજા ધોરણનાં બાળકો વાંચી લેશે.

વિષય દોષવાળો છે. આવી વાતો હવે ન ચાલે. બાળકોની આપણને કીંમત છે. આવી વાતો બાળકો ન વાંચે એજ ઇષ્ટ છે.



**ભગીરથ** પૃષ્ઠ : કીં. ૦-૬-૦
લેખક : ભગીરથ મજમુદાર
પ્રકાશક : આર્ય સુધારક પ્રેસ
—વડોદરા

ભગીરથ મહા પ્રયત્ને ગંગાના પ્રવાહને ઇચ્છિત સ્થાને લઇ આવે છે, એ પૌરાણિક કથા બાળકોને રૂચે એવી ભાષામાં આ પુસ્તકમાં આપી છે. પૌરાણિક સાહસી પુરૂષોનો પરિચય નવીન ઢબે, વહેમી તત્ત્વો છોડીને કરાવવો જોઇએ. ભાષા સરળ અને સહેલી છે. પાંચમા ધોરણનાં બાળકો ઉપયોગ કરી શકે.

વિષય નિર્દોષ અને પૌરાણિક સાહસ ચરિત્રનો છે. બાળકો વાંચે એ ઇષ્ટ છે.



**ભગો** પૃષ્ઠ : ૩૨ કીં. ૦-૩-૦
લેખક : નાગરદાસ ઇ. પટેલ
પ્રકાશક : પોતે
—મંલાડ

નાની નાની પ્રચલિત વાતોને જોડી દઇને એક સળંગ વાર્તા આ પુસ્તકમાં આપી છે. " અડવાનાં પરાક્રમ "ની ચોથી ચોપડીની વાત પણ જોડી દીધી છે. કેવળ રમુજ લાવવા માટે પ્રસંગો જોડયા છે. ભાષા સરળ અને સાદી છે. ત્રીજા ધોરણનાં બાળકો વાંચી લેશે.

વિષય નિર્દોષ અને રમુજી છે. બાળકોને વાંચવા આપી શકાય.



**ભાભુિયો** પૃષ્ઠ : ૩૧ કીં. ૦-૩-૦
લેખક : નાગરદાસ ઇ. પટેલ
પ્રકાશક : પોતે
—મલાડ

અ મેળ્ળી વાર્તાનીકનકસ કરીને આ પુસ્તકમાં એક મિથ્યા વાર્તા આપી છે. એક

બાઇ છે. એના કોઇ હાથ કાપી નાંખે છે. તેને એક રાજકુંવર જોઇને તરત પરણી જાય છે. તેને જંગલમાં ભટકવું પડે છે. ત્યાં એક નાગ મળે છે. તે બાઇના કપાયેલા હાથ સારા કરી દે છે. બાઇ સાપને ઘેર રહે છે. પછી પોતાના પતિને ત્યાં જાય છે. આવી વાર્તાઓ બાળકના મગજમાં અસંભવ ખ્યાલો પેદા કરે છે. ભાષા સાદી અને સરળ છે. ચિત્રો આપ્યાં છે, પણ તે સ્ત્રી મર્યાદાનો ભંગ કરે છે. ચોથા ધોરણનાં બાળકો વાંચી લેશે.

વિષય નિર્દોષ ન કહી શકાય. છતાં બાળકોને વાંચવા આપી શકાય.

❀

ભારતના ભડવીરો | પૃષ્ઠ : ૧૪૮ | કીં ૦-૮-૦
--- | --- | ---
| લેખક : રામનારાયણ ના પાઠક |
| પ્રકાશક : ભાવનગર મહિલા વિદ્યાલય —ભાવનગર |

શિવાજી મહારાજ, મહારાણા પ્રતાપ, વીર દુર્ગાદાસ, પૃથુરાજ અને ગુરુ ગોવિંદસિંહ, એ પાંચ ઐતિહાસિક વીર પુરુષોનાં ચરિત્રો આ પુસ્તકમાં આપ્યાં છે. ભાષા વહેતી અને જોમવંતી છે. ચરિત્રચિત્રણ પણ ઘણું સરસ છે. આવાં પુસ્તકો બાળકો વાંચે એ ઇષ્ટ છે. વળી લખાવટ ઉદ્દેશલક્ષી હોવાથી બાળકોના મન પર ઊંડી છાપ પડે છે વાંચવામાં રસિક પણ છે. પાંચમા ધોરણનાં બાળકો વાંચી શકશે.

વિષય નિર્દોષ અને વીર ચરિત્રનો છે. આવું પુસ્તક બાળકોને વાંચવા આપવું જ જોઇએ.

❀

ભૂતેર ગલ્પ | પૃષ્ઠ : ૧૦૬ | કીં. ૦-૬-૦
--- | --- | ---
| અનુવાદક : મોંઘીબેન |
| પ્રકાશક : દક્ષિણામૂર્તિ પ્ર. મંદિર —ભાવનગર |

ભૂતેર ગલ્પ એટલે ભૂતની કથા. એ બંગાળી શબ્દ છે, અને આ પુસ્તક બંગાળીનો અનુવાદ છે. ભૂત એટલે પૃથ્વી, પાણી, વાયુ, આકાશ અને અગ્નિ એ પંચમહાભૂતો. તેનું વૈજ્ઞાનિક સ્વરૂપ સમજાવતું રસિક વર્ણન આ પુસ્તકમાં છે. આવી ઢબે લખાયલાં વિજ્ઞાનનાં પુસ્તકો વાંચવામાં બાળકોને રસ પડે છે. તેથી બાળક ઘણું ગ્રહણ કરી શકે છે. ભાષા સરળ અને સુબોધ છે. પાંચમા ધોરણનાં બાળકો વાંચી લેશે.

વિષય નિર્દોષ અને વૈજ્ઞાનિક છે. બાળકો આવાં પુસ્તકો જેટલાં વાંચે તેટલાં વાંચવા આપવાં જોઇએ.

**ભુરિયો** — પૃષ્ઠ : ૩૨ — કીં. ૦-૩-૦
લેખક : નાગરદાસ ઇ. પટેલ
પ્રકાશક : પોતે
—મલાડ

એક છોકરી છે. તે જંગલમાં જાય છે. ત્યાં રીંછનો બંગલો છે. તેમાં રીંછ માણસની પેઠે " અપ-ટુ-ડેટ " હાલતમા રહે છે. છોકરી તે બંગલામાં જાય છે અને રીંછ સાથે દોસ્તી બાંધે છે. આ રીતની વાત આ પુસ્તકમાં લખી છે. ચિત્રો પણ છે. આવી વાતો અંગ્રેજીમા ઘણી છે. પણ તેમાં પ્રાણી જીવનનો ચિતાર હોય છે; જ્યારે આ વાત અસંગત બની ગઇ છે. ભાષા સરળ અને સુબોધ છે. ત્રીજા ધોરણનાં બાળકો વાંચી લેશે.

વિષય નિર્દોષ છે. બાળકો વાંચે એ સામે કંઇ ખાસ વિરોધ નથી.

**ભોળી સુભદ્રા** — પૃષ્ઠ : ૩૫ — કીં. ૦-૩-૦
લેખક : સ્વ. જેઠાલાલ છ. ચોધરી
પ્રકાશક : અશોક પ્રકાશન મંદિર
—વડોદરા

શ્રીકૃષ્ણ એક દુશ્મનને પેટીમાં પૂરીને લાવે છે. તે નહિ ઉઘાડવાનું કહી સુભદ્રાને સોંપે છે. બીજી રાણીઓ સુભદ્રાને ભોળવીને પેટી ઉઘડાવે છે. એ સંવાદ આ પુસ્તકમાં આપ્યો છે. ભાષા સરળ અને સુબોધ છે. ચિત્રો પણ આપ્યાં છે. ચોથા ધોરણનાં બાળકો વાંચી લેશે.

વિષય નિર્દોષ છે. બાળકોના હાથમાં મૂકી શકાય.

**મરઘાભાઇ** — પૃષ્ઠ : ૪૦ — કીં. ૦-૩-૦
લેખક : નાગરદાસ ઇ. પટેલ
પ્રકાશક : પોતે
—મલાડ

એક મરઘાભાઇ પટેલ છે. તે ચાતુરીભર્યાં ઉકેલ લાવે છે. એવી ઘટનાઓ-વાળી સળંગ વાર્તા આ પુસ્તકમાં આપી છે. પ્રસંગો બીજેથી વીણીને જોડી કાઢ્યા છે. ભાષા સરળ અને સાદી છે. બાળકોને વાંચવામાં રસ પડશે. ચિત્રો પણ આપ્યાં છે. ચોથા ધોરણનાં બાળકો વાંચશે.

વિષય સામાન્ય છે. બાળકોને વાંચવા આપી શકાય.

મહમદ સેલ અને–

પૃષ્ઠ : ૧૦૧ કીં. ૦-૫-૦
લેખક : ગિજુભાઇ
પ્રકાશક : દક્ષિણામૂર્તિ પ્ર૦ મંદિર
—ભાવનગર

મહમદ સેલ નામે કાઠિયાવાડમાં એક જાદુગર હતો. તેની અને બીજી ૧૮ સામાન્ય વ્યક્તિઓની ઓળખાણ આપતાં ટૂંકાં લખાણોનો આ સંગ્રહ છે. આવાં વાચનથી બાળકોનું વાચનજ્ઞાન વધે છે. ભાષા સરળ અને વહેતી છે. બાળકોને વાચનપાઠ તરીકે ઉપયોગી થઇ પડશે. ત્રીજા ધોરણનાં બાળકો વાંચી લેશે.

વિષય નિર્દોષ અને વાચનપાઠનો છે. બાળકોને વાંચવા આપી શકાય.

*

મહારાષ્ટ્રનો મહારથી

પૃષ્ઠ : ૪૮ કીં. ૦-૪-૦
લેખક : નાગરદાસ ઇ. પટેલ
પ્રકાશકઃ અશોક પ્રકાશન મંદિર
—વડોદરા

વીરકેસરી શિવાજી મહારાજના જીવનનું ચરિત્ર આ પુસ્તકમાં આપ્યું છે. વીર પુરૂષોનાં જીવન બાળકો જાણે એ ઇષ્ટ છે. આ પુસ્તકની ભાષા સરળ અને બાળકો સમજી લે એવી છે. ચિત્રો પણ આપ્યાં છે. પાંચમા ધોરણનાં બાળકો વાંચી શકશે.

વિષય નિર્દોષ અને જીવનચરિત્રનો છે. બાળકો વાંચે એ ઇષ્ટ છે.

*

મંત્રી કર્મચંદ

પૃષ્ઠ : ૨૦ કીં. ૦-૨-૩
લેખક : ધીરજલાલ ટો. શાહ
પ્રકાશક : જ્યોતિ કાર્યાલય
—અમદાવાદ

ચૌદમા સૈકાના એક જૈન વીર પુરૂષની ઐતિહાસિક કથા આ પુસ્તકમાં આપી છે. સ્વમાન ખાતર વીરતાથી લડતાં લડતાં મરનારની આવી વીરકથાઓ બાળકોમાં શૌર્યની ઊર્મિઓ પ્રસારે છે. ભાષા સાદી અને સહેલી છે. પાંચમા ધોરણનાં બાળકો વાંચી શકશે.

વિષય નિર્દોષ અને વીરત્વપ્રેરક છે. બાળકો વાંચે એ ઇષ્ટ છે.

*

**માજીએ કહેલી**

પૃષ્ઠ : ૩૨ કીં. ૦-૧-૬
લેખક : મોંઘીબેન
પ્રકાશક : દક્ષિણામૂર્તિ પ્ર. મંદિર
—ભાવનગર

માજીએ ઘડપણની કમજોરીમાં કહેલી જૂની પુરાણી ચાર વાતો આ પુસ્તકમાં આપી છે. પહેલી વાતમાં એક વાણિયો ગામ જાય છે. તેને રસ્તામાં તેની સ્ત્રી મળે છે. તે છાણનો ટોપલો ચડાવવાનું કહીને ન અડકવા રામદુહાઈ દે છે. પછી ખબર પડે છે. બંને ધણીધણિયાણી છે. પછી બીજી સ્ત્રી પરણે છે. તેને પહેલી સ્ત્રીની પેઠે જ રાખવાની રામદુહાઈ દે છે. તેને પણ વાણિયો અડકતો નથી. છેવટે કૃષ્ણ આવે છે. બીજી વાતમાં એક સાપ ગોવાળને સોનાના વાળવાળો બનાવે છે, અને ગોવાળ રાજાની કુંવરીને પરણે છે. ત્રીજી વાતમાં ડાકણ છોકરાને ખાવા આવે છે. ચોથી વાત સારી છે. છોકરી રાજાને ન્યાય આપવાનું સુઝાડે છે. તેથી ખુશ થઈને રાજા એ છોકરીને દીકરી માનવાને બદલે પોતાના કુંવર જોડે પરણાવી દે છે.

આ વાતો સાદી અને સરળ ભાષામાં લખાઈ છે. બીજા ધોરણનાં બાળકો વાંચી લેશે. વિષય સદોષ છે.

❀

**મારી તારે ઓળે**

પૃષ્ઠ : ૩૪ કીં. ૦-૩-૦
લેખક : બાલચંદ્ર ન. પંડયા
પ્રકાશક : નવું વાંચીએ કાર્ય મંદિર
—વડોદરા

વીરશ્રેષ્ઠ સાવરકરની વીરકથા આ પુસ્તકમાં આપી છે. સાહસ અને શરાતનથી તે ભરપૂર છે. આવાં પુસ્તકો બાળકો વાંચે એ ઇષ્ટ છે. ભાષા સહેલી અને જોમવંતી છે. પાંચમા ધોરણનાં બાળકો હોંશથી વાંચશે.

વિષય નિર્દોષ અને વીરત્વપ્રેરક છે. બાળકોને આવાં પુસ્તકો તો વાંચવા આપવાં જ જોઈએ.

❀

**મારી ચોપડી ભા. ૧ લો**

પૃષ્ઠ : ૩૦ કીં. ૦-૨-૦
લેખક : મંછાશંકર અ. ભટ્ટ
પ્રકાશક : જેચંદ તલકશી એન્ડ સન્સ
—વઢવાણ

બાળવર્ગનાં બાળકો માટે ઘણી જ સારી ચોપડી છે. તે વર્ગનાં બાળકો

સહેલાઇથી વાંચી શકે એવા વાચનપાઠો આ ચોપડીમાં આપ્યા છે. ભાષા સરળ અને બાલભોગ્ય છે. બાળવર્ગના બાળકો માટે છે.

વિષય નિર્દોષ અને વાચનનો છે. બાળકોને ખુશીથી વાંચવા આપીએ.



**મારી ચોપડી ભા. ૨ જો** પૃષ્ઠ : ૩૨ કીં. ૦-૨-૦
લેખક : ચંદ્રશંકર મ. ભટ્ટ
પ્રકાશક : જેચંદ તલકશી એન્ડ સન્સ
—વઢવાણ

બાળપોથી ભણતાં બાળવર્ગના બાળકો વાંચે એવી આ ચોપડી છે. વાક્યો ટુંકા અને સરળ છે. વાચનશક્તિ વધારવામાં મદદરૂપ બને. બાળવર્ગનાં બાળકો ઉપયોગ કરી શકે.

વિષય નિર્દોષ અને વાચનનો છે. બાળકો ખુશીથી વાંચી શકે.



**મારી બાળપોથી** પૃષ્ઠ : ૩૨ કીં. ૦-૧-૦
લેખક : મનસુખલાલ સુ. શાહ
પ્રકાશક : પોતે
—વિલેપાર્લે, મુંબઇ

બાળપોથીની પદ્ધતિ પ્રમાણે આ એક સ્વતંત્ર બાળપોથી છે. બાળવર્ગની શરૂઆત કરતાં બાળકો ઉપયોગ કરી શકે. બીજી વિશેષતા નથી. નવીન વાચન તરીકે બાળકોને ગમશે. એક જ ચોપડીથી બાળકો કંટાળી જાય છે.

વિષય નિર્દોષ અને વાચનનો છે. બાળકો જરૂર ઉપયોગ કરે.



**માળિયાનું મંડળ** પૃષ્ઠ . ૫૨ કીં. ૦-૩-૦
લેખક : જીવરામ જોષી
પ્રકાશક : ગાંડીવ સાહિત્ય મંદિર
—સુરત

પખેડાંને લગતી ત્રણ વાતો આ પુસ્તકમાં આપી છે. માણસોની દુનિયામાં ઉભાં રાખીને પશુજીવનની બાજુને જરાક સ્પર્શતી રમુજ આપે એવી વાતો છે. ભાષા સરળ અને વહેતી છે. ચિત્રો પણ આપ્યાં છે. ત્રીજા ધોરણનાં બાળકો વાંચશે.

વિષય નિર્દોષ અને રમુજી છે. બાળકોને ખુશીથી વાંચવા આપી શકાય.



**મુક્તિને માટે**

પૃષ્ઠ : ૩૫ — કીં. ૦-૩-૦
લેખક : ભાલચંદ્ર ન. પંડ્યા
પ્રકાશક : નવું વાંચીએ કાર્ય મંદિર
—વડોદરા

ફીલીપાઇનની પ્રજા ઉપર ગુજરતા અમાનુષિક અત્યાચારોનો અંત લાવવા એક વીર યુવાન જે બલિદાન આપે છે, એની એક કથા અને બીજી તેવી જ યૂરોપના એક નાનકડા પ્રાંતમાં ચાર જવાંમર્દો પોતાના વતન માટે કુરબાની આપે છે, તેની કથા ઉછળતી શૈલીમાં સુંદર રીતે આ પુસ્તકમાં આપી છે. આવાં પુસ્તકો બાળકો રસથી વાંચશે અને વીરતાની પ્રેરણા મેળવશે. ભાષા સહેલી અને બાળભોગ્ય છે. પાંચમા ધોરણનાં બાળકો વાંચશે.

વિષય નિર્દોષ અને વીરત્વપ્રેરક છે. બાળકોને આવાં પુસ્તકો જરૂર વંચાવવાં જોઇએ.



**મુદ્રારાક્ષસ**

પૃષ્ઠ : ૪૨ — કીં. ૦-૩-૦
લેખક : પદ્મકાંત ર. શાહ
પ્રકાશક : અશોક પ્રકાશન મંદિર
—વડોદરા

મુદ્રારાક્ષસ નામે એક નાટક સંસ્કૃત ભાષામાં છે. તે ઉપરથી બાળકો માટે વાર્તા યોજીને આ પુસ્તકમાં આપી છે. વાર્તાની વાર્તા અને પ્રાચીન કાળની ઘટનાનો ખ્યાલ મળે. ભાષા સરળ અને બાળકો સમજે તેવી બનાવી છે. ચિત્રો પણ આપ્યાં છે. પાંચમા ધોરણનાં બાળકો સમજી શકશે.

વિષય નિર્દોષ અને પૌરાણિક છે. બાળકોના હાથમાં વિનાસંકોચે મૂકી શકાય.



**સુરખાબનો ચોર**

પૃષ્ઠ : ૪૬ — કીં. ૦-૩-૦
લેખક : વસંત નાયક
પ્રકાશક : મંગળદાસ એન્ડ સન્સ
—સુરત

બે વાર્તાઓ અને પાંચ વાચનપાઠોનો આ સંગ્રહ છે. બાળકોને વાંચવી ગમે એવી શૈલી અને સરળ ભાષા છે. ચિત્રો પણ આપ્યાં છે. બીજા ધોરણનાં બાળકો હોંશથી વાંચશે.

વિષય નિર્દોષ અને રસભર્યા વાચનપાઠોનો છે. બાળકોના હાથમાં નિઃસંકોચ મૂકી શકાય.



**મેંડિયો** | પૃષ્ઠ : ૩૨ | કીં. ૦-૧-૬
લેખક : ગિજુભાઇ
પ્રકાશક : દક્ષિણામૂર્તિ પ્ર. મંદિર
—ભાવનગર

મેંડિયો ( ભંગી ) અને બીજાં ચાર આડોસીપાડોસીનાં શબ્દચિત્રો આ ચોપડીમાં આપ્યાં છે. ભાષા સરળ અને સાદી છે. બીજા ધોરણનાં બાળકો વાંચી લેશે.

વિષય નિર્દોષ છે. બાળકોના હાથમાં ખુશીથી મૂકી શકાય.



**મોટાં થઈશું ત્યારે** | પૃષ્ઠ : ૧૦૩ | કીં. ૦-૫-૦
લેખક : જયંતિલાલ ઓઝા
પ્રકાશક : દક્ષિણામૂર્તિ પ્ર. મંદિર
—ભાવનગર

મોટાં થઈશું ત્યારે, અવળાં ચકકર અને ઇન્ડીપેન : એમ ત્રણ બાળસંવાદો આ પુસ્તકમાં આપ્યા છે. પહેલામાં અસ્પૃશ્યતાની કથા છે, બીજામાં શ્રમજીવીની કથા છે, ત્રીજામાં શિક્ષણનો વિષય છે. પહેલા બે સંવાદો બાળભોગ્ય છે. ત્રીજાનું વસ્તુ બાળકોના ખપનું નથી. ભાષા સરળ અને સાદી છે. ચોથા ધોરણનાં બાળકો ઉપયોગ કરી શકે.

વિષય નિર્દોષ છે. બાળકો ઉપયોગ કરે એમાં હરકત જેવું નથી.



**મોરનાં પીછાં** | પૃષ્ઠ : ૨૨૮ (બેવડાં) | કીં. ૩-૦-૦
લેખક : ઘણા
પ્રકાશક : ગાંડીવ સાહિત્ય મંદિર
—સુરત

લગભગ ૧૦૪ વિવિધ વિષયનાં લખાણોનો આ સંગ્રહ છે. વાર્તાઓ, કવિતાઓ, માહિતી, રમુજ વગેરે વિષય પર જુદા જુદા લેખકોની વાનગી પીરસી છે. બંગાળીનો અનુવાદ મોટો ભાગ રોકે છે ચિત્રો પણ ઘણાં છે. ભાષા સરળ અને બાળકોને વાંચવી ગમે એવી છે. ત્રીજા–ચોથા ધોરણનાં બાળકો ઉપયોગ કરી શકે.

વિષય નિર્દોષ અને વિવિધતાવાળો છે. બાળકોને ખુશીથી વાંચવા આપી શકાય.



**રઘુસરદાર** — પૃષ્ઠ : ૫૪ — કી. ૦-૫-૦
લેખક : જીવરામ જોષી
પ્રકાશક : ગાંડીવ સાહિત્ય મંદિર
—સુરત

નવા જમાનાની આ મૌલિક વાર્તા છે. બાળકોને વાર્તા રસ તો મળે જ. સાથે વાંચવામાં આપેલો સમય સારી કિમ્મત ઊપજાવી આપે છે. આવી વાતો બાળકો વાંચે એ ઘણું જ ઉત્તમ. ભાષા સરળ અને વહેતી છે. ચિત્રો પણ છે. ચોથા ધોરણના બાળકો રસથી વાંચશે.

વિષય નિર્દોષ અને નવરચનાનો છે. બાળકો આવી વાર્તાઓ વાંચે એ ઇષ્ટ છે.



**રઝળતો રાજહંસ** — પૃષ્ઠ : ૪૦ — કી. ૦-૩-૦
અનુવાદક : રમણલાલ ના. શાહ
પ્રકાશક ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય
—અમદાવાદ

એક અંગ્રેજી વાર્તાનો આ સળંગ અનુવાદ છે. પંખી દુનિયાની આ એક સુંદર વાર્તા છે. પ્રાણી જીવનનો ખ્યાલ બાળકોને જરૂર મળશે. ભાષા સરળ અને સાદી છે. ચિત્રો પણ છે. ત્રીજા ધોરણનાં બાળકો રસથી વાંચશે.

વિષય નિર્દોષ અને પંખી જીવનનો છે. બાળકોને જરૂર વાંચવા આપીએ.



**રણધીર** — પૃષ્ઠ : ૩૨ — કી. ૦-૩-૦
લેખક : નાગરદાસ ઇ. પટેલ
પ્રકાશક : પોતે
—મલાડ

અંગ્રેજીના આધારે ચમત્કારથી ભરપૂર આ વાર્તા લખાએલી છે. જાદુથી અસંભવિત બનાવો બને છે, ન થવાનું થાય છે, પરીઓ આવે છે. આ રીતે કેવળ રસ જમાવવા ખાતર અનિચ્છનીય અને અસંભવ પ્રસંગો ઉભા કર્યા છે. આવી વાતો બાળકોને મિથ્યા તરંગોમાં ગોથાં ખવરાવે છે. આ યુગને આવું સાહિત્ય ન જોઇએ. ભાષા સરળ અને બાળયોગ્ય છે. ચિત્રો પણ છે. ચોથા ધોરણનાં બાળકો વાંચશે.

વિષય દોષવાળો છે. વાર્તાનો કંઇ ઉદ્દેશ નથી. બાળકો આવાં પુસ્તકો ન વાંચે એ ઇષ્ટ છે.



રસમય બાલવાતો | પૃષ્ઠ · ૪૯ | કીં. ૦-૪-૦
લેખક : અરવિંદલાલ લ. મજમુદાર બી. એ.
પ્રકાશક: સી. જમનાદાસની કું.
—મુંબઈ

નાની મોટી દશ વાર્તાઓનો આ સંગ્રહ છે. ભાષા સરળ અને સાદી છે. બાળકોને વાંચવામાં રસ પડશે. ત્રીજા ધોરણનાં બાળકો વાંચી શકશે.

વિષય નિર્દોષ છે. બાળકોના હાથમાં ખુશીથી મૂકી શકાય.



રંભાનું રસોઇઘર ખંડ ૧-૨ | પૃષ્ઠ : ૪૬ : ૩૫ | કીં. ૦-૩-૦
લેખક : સૌ. સુમતિ ના. પટેલ
પ્રકાશક · અશોક પ્રકાશન મંદિર
—વડોદરા

રસોડાને બદલે રસોઇઘર નામ આપીને આ પુસ્તકમાં રસોઇની વાનીઓ કેવી રીતે તૈયાર કરવી તેનું, રસોડાને લગતી જરૂરી સૂચનાઓ સાથે, વિગતવાર વર્ણન આપ્યું છે. બહેનોને આ વાચન ઘણું જ ઉપયોગી થઇ પડશે. પહેલા ભાગમાં ચૂલો અને પ્રાયમસ કેમ સળગાવવાં તે સચિત્ર સમજાવ્યું છે ભાષા સરળ અને સુબોધ છે પાંચમા અને તે ઉપરના વર્ગની બહેનો વાંચી શકશે.

વિષય નિર્દોષ અને ગૃહઉદ્યોગનો છે. બહેનો જરૂર વાંચે.



રાવજી | પૃષ્ઠ · ૩૫ | કીં. ૦-૩-૦
લેખક સુમતિ ના. પટેલ
પ્રકાશક · નાગરદાસ ઇ. પટેલ
—મલાડ

કાકો-ભત્રિજો જાતના બારોટ છે. ફરવા નીકળે છે. એક ગામમાં જાય છે અને રમુજી પ્રસંગો રચે છે. ભાષા સહેલી અને બાળભોગ્ય છે. ચિત્રો પણ આપ્યા છે. ચોથા ધોરણનાં બાળકો વાંચી લેશે.

વિષય નિર્દોષ અને રમુજી છે બાળકો ખુશીથી વાંચી શકશે.

**રેલપાટા** પૃષ્ઠ : ૩૬ કીં. ૦-૩-૦
લેખક : ઇશ્વરલાલ વીમાવાળા
પ્રકાશક : ગાંડીવ સાહિત્ય મંદિર
—સુરત

રેલ્વેના પાટાની બનાવટ અને લોઢાની પ્રાથમિક તૈયારીનું વર્ણન આ પુસ્તકમાં આપ્યું છે. બાળકોને આવા વિષયનાં પુસ્તકો જરૂર વંચાવવાં જોઇએ. એથી વર્તમાન જગતની એક મહત્ત્વની વસ્તુનું જ્ઞાન મળે છે. ભાષા સરળ અને સહેલી છે. ચિત્રો પણ આપ્યાં છે. ત્રીજા ધોરણનાં બાળકો વાંચી શકશે.
વિષય નિર્દોષ અને માહિતીનો છે. બાળકો વાંચે એ ઇષ્ટ છે.

☘

**રોશની** પૃષ્ઠ : ૩૪ કીં. ૦-૩-૦
લેખક : ભાલચંદ્ર ન. પંડ્યા
પ્રકાશક : નવું વાંચીએ કાર્ય મંદિર
—વડોદરા

પોતાના દેશની ઉન્નતિ માટે જીવન હોમી દેનાર વિદેશી વીરનાં ત્રણ ચરિત્રો આ પુસ્તકમાં આપ્યાં છે. બાળકો આવા વાચનમાંથી મર્દાનગી મેળવે છે. ભાષા સહેલી અને ઉછળતી છે. પાંચમા ધોરણનાં બાળકો વાંચી લેશે.
વિષય નિર્દોષ અને વીરત્વપ્રેરક છે. બાળકો વાંચે એ ઇષ્ટ છે.

☘

**રોહક અને વિનયચંદ** પૃષ્ઠ : ૧૮ કીં. ૦-૧-૬
લેખક : ધીરજલાલ ટો. શાહ
પ્રકાશક : જ્યોતિ કાર્યાલય
—અમદાવાદ

આ ચોપડીમાં બે સામાન્ય પ્રકારની વાતો છે. ચતુરાઇથી ઉકેલ આણ્યાના પ્રસંગો છે. ભાષા સાદી અને સહેલી છે. પાંચમા ધોરણનાં બાળકો વાંચી શકે.
વિષય નિર્દોષ છે. બાળકોના હાથમાં મૂકી શકાય.

☘

**લપલપિયાં** પૃષ્ઠ : ૧૨૦ કીં. ૦-૮-૦
લેખક : રમણલાલ ના. શાહ
પ્રકાશક : ધી જનરલ બૂક ડીપો
—મુંબઇ

વહિરાનાં અડપલાં અને ચતુરાઇની પંદરેક વાતો આ પુસ્તકમાં આપી છે. બધી

વાતો રસિક અને વાંચવી ગમે તેવી છે. બાળકોને તો જરૂર ગમશે. ભાષા સરળ અને વહેતી છે. ચિત્રો પણ આપ્યાં છે. ત્રીજા ધોરણનાં બાળકો વાંચી લેશે.

વિષય નિર્દોષ અને પ્રાણીવાર્તાનો છે. બાળકો વાંચે એ ઇષ્ટ છે.

❧

લલ્લુ, બલ્લુ ને કલ્લુ | પૃષ્ઠ : ૧૬ | કી. ૦-૧-૦
લેખક : વસંત નાયક
પ્રકાશક : મંગળદાસ એન્ડ સન્સ
—સુરત

આ ચોપડીમાં પાંચ વાર્તાપાઠો આપ્યા છે. નાનાં બાળકોને વાંચવા ગમે એવા છે. ભાષા સરળ અને સહેલી છે. ચિત્રો પણ છે. પહેલા ધોરણનાં બાળકો વાંચશે.

વિષય નિર્દોષ અને વાચનપાઠનો છે. બાળકો ખુશીથી વાંચી શકે.

❧

લાડ કાવ્યો | પૃષ્ઠ : ૪૩ | કીં. ૦-૪-૦
લેખક : નટવરલાલ વીમાવાળા
પ્રકાશક : ગાંડીવ સાહિત્ય મંદિર
—સુરત

અર્થ વગરનાં જોડકણાંનો આ સચિત્ર સંગ્રહ બાળકોને ગમે એવો છે. લેખકે પોતે જ બધાં ખૂબ મહેનત કરીને બાળકો માટે જોડી કાઢ્યાં છે. ભાષા સરળ અને સાદી છે. બીજા ધોરણનાં બાળકો વાંચી શકે.

વિષય નિર્દોષ અને રમુજી છે. બાળકો ખુશીથી વાંચીને રાજી થાય.

❧

લાલિયો | પૃષ્ઠ : ૩૨ | કીં. ૦-૩-૦
લેખક : નાગરદાસ ઇ. પટેલ
પ્રકાશક : પોતે
—મહાડ

આપણી પ્રચલિત વાતો અને અંગ્રેજી વાતોમાંથી કેટલાક પ્રસંગો જોડી કાઢીને આ ગધેડાને લગતી સળંગ વાર્તા લખાઇ છે. જો સરસ રીતે પ્રાણીજીવનને શાસ્ત્રીય રીતે રજુ કરતી વાર્તાઓ લખાય તો બાળકો રસથી વાંચે. ભાષા સરળ અને સહેલી છે. ચિત્રો પણ આપ્યાં છે. ચોથા ધોરણનાં બાળકો વાંચશે.

વિષય નિર્દોષ છે. બાળકોના હાથમાં ખુશીથી મૂકી શકાય.

❧

**લોભી હજામ** | પૃષ્ઠ : ૩૦ | કીં. ૦-૨-૦

લેખક : જે. છ. ચોધરી
પ્રકાશક : મંગળદાસ એન્ડ સન્સ
—સુરત

નાની નાની ૧૩ વર્તાઓનો આ સંગ્રહ છે. પંચતંત્રની નીતિકથાઓ જેવીજ બાળકોને જ્ઞાન સાથે ગમ્મત મળશે. ભાષા સરળ અને સાદી છે. બીજા ધોરણનાં બાળકો વાંચી શકશે.

વિષય નિર્દોષ અને નીતિકથાનો છે. બાળકો ખુશીથી વાંચી શકે.

❧

**વનવૃક્ષો** | પૃષ્ઠ : ૧૦૩ | કીં. ૦-૫-૦

લેખક : ગિજુભાઇ
પ્રકાશક : દક્ષિણામૂર્તિ પ્ર. મંદિર
—ભાવનગર

ઝાડપાન અને ફૂલો વિષે ગિજુભાઇ ઘણુંઘણું સહેલું લખે છે. જુદાં જુદાં જોયેલાં અને નહિ જોયેલાં એવાં ૩૧ ઝાડનો આ પુસ્તકમાં ટુંકાણથી પરિચય આપ્યો છે. લખાવટ સહેલી છે. ભાષા સરળ અને વહેતી છે. વિવિધ પ્રકારનાં ઝાડનો પરિચય મળે છે. ચોથા ધોરણનાં બાળકો વાંચી લેશે.

વિષય નિર્દોષ છે. બાળકો વાંચે એ ઇચ્છવાજોગ છે.

❧

**વરતો ને ઉખાણાં** | પૃષ્ઠ : ૩૨ | કીં. ૦-૨-૬

લેખક : કેશવલાલ લ. શાહ
પ્રકાશક : ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય
—અમદાવાદ

પ્રચલિત અને જોડી કાઢેલાં ૨૬૦ ઉખાણાંનો આ સંગ્રહ છે. સહેલી અને સાદી ભાષામાં આવું સાહિત્ય બાળકો હોંશથી વાંચે છે. વિનોદનું પણ કામ આપે છે. ભાષા સહેજ ભારે છતાં સમજાય એવી છે. ચોથા ધોરણનાં બાળકો ખુશીથી વાંચી શકે

વિષય નિર્દોષ અને વિનોદનો છે. બાળકોને વાંચવા જરૂર આપી શકાય

❧

**વસંત આવી**

પૃષ્ઠ : ૩૨ કીં. ૦-૧-૬
લેખક : મિજુભાઇ
પ્રકાશક : દક્ષિણામૂર્તિ પ્ર. મંદિર
—ભાવનગર

વસંતથી માંડીને ઉનાળો ચોમાસું અને શિયાળો એમ ત્રણે ઋતુનું વર્ણન કરતા નાના નાના પાઠો આ પુસ્તકમાં આપ્યા છે. વચ્ચે એક બે ગીત પણ છે. ભાષા સરળ અને સહેલી છે. પહેલા ધોરણનાં બાળકો ખુશીથી વાંચશે.

વિષય નિર્દોષ છે. બાળકોના હાથમાં ખુશીથી મૂકી શકાય.



**વાઘની બોડમાં**

પૃષ્ઠ : ૭૪ કીં. ૦-૬-૦
લેખક : વસંત નાયક
પ્રકાશક : ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય
—અમદાવાદ

છ વાર્તાઓનો આ સંગ્રહ છે. બધી જ વાતો નિર્દોષ અને રસિક છે. ભાષા સરળ અને બાળભોગ્ય છે. આવાં પુસ્તકોની બાળકોને ઘણી જ જરૂર છે. ચિત્રો પણ આપ્યાં છે. ચોથા ધોરણનાં બાળકો હોંશથી વાંચશે.

વિષય નિર્દોષ છે. બાળકોને વાંચવા આપતાં જરાયે અચકાવુ નહિ



**વાનરપુરાણ**

પૃષ્ઠ : ૫૮ કીં. ૦-૬-૦
લેખક : ભાનુશંકર મ. ભટ્ટ
પ્રકાશક : ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય
—અમદાવાદ

વાંદરાની કેટલીક જાતોનું આ પુસ્તકમાં વર્ણન છે. માડાગાસ્કરનો લેમુર વાંદરો; આફ્રિકાના ગોરીલા, ચિમ્પાન્ઝી, બબુન ચકામા વગેરે વાંદરા; અમેરિકાનો સેબીડો વાંદરો વગેરે કેટલાક દેશના વાંદરાઓનું વર્ણન રસિક રીતે કર્યું છે. તેને લગતાં ચિત્રો પણ મઝાનાં છે. ભાષા સરળ અને બાળભોગ્ય છે. ચોથા ધોરણનાં બાળકો વાંચશે.

વિષય નિર્દોષ અને પ્રાણી જીવનનો છે. બાળકો વાંચે એ ઇષ્ટ છે,



**વિજ્ઞાન વિહાર ભા. ૧**

પૃષ્ઠ : ૪૨ કી. ૦-૩-૦
લેખક : નવલકાંત ભાવસાર
પ્રકાશક: અશોક પ્રકાશન મંદિર
—વડોદરા

ઘડિયાળ, ગ્રામોફોન અને પિપાનો વિષે સરસ માહિતી આ પુસ્તકમાં આપી છે આને વિજ્ઞાન ન કહી શકાય. ભાષા સરળ અને સાદી છે. બાળકો ઘણું નવું જાણી શકશે. ચિત્રો પણ છે. ચોથા ધોરણનાં બાળકો વાંચી શકશે.

વિષય નિર્દોષ અને માહિતીનો છે. બાળકો વાંચે એ ઇષ્ટ છે.

❧

**વિજ્ઞાન વિહાર ભા. ૨**

પૃષ્ઠ : ૩૪ કીઃ ૦-૩-૦
લેખક : નવલકાંત ભાવસાર
પ્રકાશક: અશોક પ્રકાશન મંદિર
—વડોદરા

ટેલિવીઝન, વીજળીનો દીવો, નીઓન લેમ્પ, અદૃશ્ય કિરણોઃ એ પાંચ વિષયની ટુંકમાં રસિક રીતે માહિતી આપી છે. બાળકો અને મોટાઓ બધા આવું ઘણું ઓછું જાણતાં હોય છે. બાળકોને સારૂં જ્ઞાન મળી શકે એવું વાચન છે. ભાષા સરળ અને બાળભોગ્ય છે. ચિત્રો પણ આપ્યાં છે. પાંચમા ધોરણનાં બાળકો વાંચી શકશે.

વિષય નિર્દોષ અને વિજ્ઞાનનો છે. બાળકોને જરૂર વાંચવા આપીએ.

❧

**વિજ્ઞાનિકા**

પૃષ્ઠ : ૪૪ કી. ૦-૨-૦
લેખક : નટુભાઈ
પ્રકાશક : ગાંડીવ સાહિત્ય મંદિર
—સુરત

કચરો પુંજો, એક પાટાની આગગાડી, જીવતા દીવા, એમ કેટલીક માહિતી આ પુસ્તકમાં આપી છે. એને વિજ્ઞાન ન કહી શકાય. ભાષા સરળ, સાદી અને વહેતી છે. ચિત્રો પણ છે. ચોથા ધોરણનાં બાળકો સરસ રીતે વાંચશે.

વિષય નિર્દોષ અને માહિતીનો છે. બાળકોને ખુશીથી વંચાવા આપી શકાય.

❧

**વાંદરાની સીતાર**

પૃષ્ઠ : ૪૭ કીં. ૦-૩-૦
લેખક : વસંત નાયક
પ્રકાશક : મંગળદાસ એન્ડ સન્સ
—સુરત

વાંદરાની સીતાર, નવી રમત, રસુ અને શરદ, બાવાનો કિમિયો અને વહેમનાં ભોગ એમ પાંચ નાની વાર્તાઓ આ પુસ્તકમાં આપી છે. ભાષા સરળ અને બાળભોગ્ય છે. બે ચિત્રો પણ છે. બીજા ધોરણનાં બાળકો વાંચી લેશે.

વિષય નિર્દોષ છે. બાળકોને વાંચવા જેવી વાતો છે.

**વિશ્વામિત્ર**

પૃષ્ઠ : ૮૯ કી. ૦-૬-૦
લેખક : શાંતિલાલ સાં. ઓઝા
પ્રકાશક : આર્ય સુધારક પ્રેસ
—વડોદરા

વિશ્વામિત્રનું પૌરાણિક આખ્યાન ચરિત્ર રૂપે આ પુસ્તકમાં આપ્યું છે. વિશ્વામિત્રની દૃઢતાનું વર્ણન કર્યું છે. બાળકોને વાચનમાં રસ પડશે. ભાષા જરા ભારે છતાં સાદી અને બાળભોગ્ય છે. પાંચમા ધોરણનાં બાળકો વાંચી લેશે.

વિષય નિર્દોષ છે. બાળકો વાંચે એમાં ખાસ હરકત નથી.

**વિજ્ઞાન વિનોદ**

પૃષ્ઠ : ૬૨ કીં. ૦-૫-૦
લેખક : નવલકાંત ભાવસાર
પ્રકાશક : ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય
—અમદાવાદ

ટ્રામ, મોટર, સિનેમા, કેવી રીતે સાંભળીએ છીએ ? ટેલિફોન અને આંખ એ છ વિષય પર માહિતી લખી છે. એને વિજ્ઞાન ન કહી શકાય. બાળકોને આવાં વાચનની ખૂબ જરૂર છે. ચિત્રો પણ આપ્યાં છે. ભાષા સરળ અને સહેલી છે. ચોથા ધોરણનાં બાળકો વાંચી લેશે.

વિષય નિર્દોષ અને માહિતીનો છે. બાળકો વાંચે એ ઇષ્ટ છે.

**વિજ્ઞાન વિહાર ભા ૧** પૃષ્ઠ : ૪૨ કી. ૦-૩-૦
લેખક : નવલકાંત ભાવસાર
પ્રકાશકઃ અશોક પ્રકાશન મંદિર
—વડોદરા

ઘડિયાળ, ગ્રામોફોન અને પિયાનો વિષે સરસ માહિતી આ પુસ્તકમાં આપી છે આને વિજ્ઞાન ન કહી શકાય ભાષા સરળ અને સાદી છે બાળકો ઘણું નવું જાણી શકશે. ચિત્રો પણ છે. ચોથા ધોરણનાં બાળકો વાંચી શકશે.

વિષય નિર્દોષ અને માહિતીનો છે. બાળકો વાંચે એ ઇષ્ટ છે

❧

**વિજ્ઞાન વિહાર ભા. ૨** પૃષ્ઠ : ૩૪ કીઃ ૦-૩-૦
લેખક : નવલકાંત ભાવસાર
પ્રકાશકઃ અશોક પ્રકાશન મંદિર
—વડોદરા

ટેલિવીઝન, વીજળીનો દીવો, નીઓન લેમ્પ, અદૃશ્ય કિરણોઃ એ પાંચ વિષયની ટૂંકમાં રસિક રીતે માહિતી આપી છે બાળકો અને મોટાઓ બધાં આવું ઘણું ઓછું જાણતાં હોય છે. બાળકોને સારું જ્ઞાન મળી શકે એવું વાચન છે. ભાષા સરળ અને બાળભોગ્ય છે. ચિત્રો પણ આપ્યાં છે. પાંચમા ધોરણનાં બાળકો વાંચી શકશે.

વિષય નિર્દોષ અને વિજ્ઞાનનો છે. બાળકોને જરૂર વાંચવા આપીએ

❧

**વિજ્ઞાનિકા** પૃષ્ઠ : ૪૪ કીં. ૦-૨-૦
લેખક : નટુભાઈ
પ્રકાશક : ગાંડીવ સાહિત્ય મંદિર
—સુરત

કચરો પુંજો, એક પાટાની આગગાડી, જીવતા દીવા, એમ કેટલીક માહિતી આ પુસ્તકમાં આપી છે એને વિજ્ઞાન ન કહી શકાય. ભાષા સરળ, સાદી અને વહેતી છે. ચિત્રો પણ છે. ચોથા ધોરણનાં બાળકો સરસ રીતે વાંચશે.

વિષય નિર્દોષ અને માહિતીનો છે બાળકોને ખુશીથી વંચાવવા આપી શકાય.

❧

**वीर अभिमन्यु** पृष्ठ : ६१ कीं. ०-६-०
लेखक : चंद्रशंकर म. भट्ट
प्रकाशक : पुस्तकालय सहायक सहकारी मंडळ —वडोदरा

अभिमन्युनुं ऐतिहासिक चरित्र आ पुस्तकमां रसिक रीते लख्युं छे. आवां वीरबाळ-चरित्रो बाळकोने वांचवां गमेज. भाषा सरळ अने बाळभोग्य छे. चोथा धोरणनां बाळको वांची लेशे.

विषय निर्दोष अने वीरत्वप्रेरक छे. बाळको वांचे ए इष्ट छे.

❀

**वीर कृपालसिंह** पृष्ठ : १८ कीं. ०-१-३
लेखक : धीरजलाल टो. शाह
प्रकाशक : ज्योति कार्यालय —अमदावाद

औरंगजेबना समयनी आ ऐतिहासिक चरित्रकथा छे. आवी वातो बाळको वांचे ए घणुं ज जरूरी छे. वीरत्वभरी चरित्रकथाओ बाळकोने गमे छे. भाषा सरळ अने सादी छे. चोथा धोरणनां बाळको वांची लेशे.

विषय निर्दोष अने वीरत्वप्रेरक छे. बाळको वांचे ए इष्ट छे.

❀

**वेठनो वारो** पृष्ठ : ४० कीं: ०-१-६
लेखक : रामभाइ पाठक
प्रकाशक : दक्षिणामूर्ति प्र० मंदिर —भावनगर

अछूत गणाती जातने अमलदारो तरफथी केवी कनडगत थाय छे, तेनुं वर्णन करती १३ वातो आ पुस्तकमां आपी छे. भाव भारे छे छतां भाषा घणी ज सहेली अने बाळभोग्य छे. बीजा धोरणनां बाळको वांची शकशे.

विषय निर्दोष अने सामाजिक छे, बाळकोने खुशीथी वांचवा आपी शकाय.

❀

**वेरायलां फूल** पृष्ठ : ४४ कीं. ०-३-०
लेखक : सौ. कपिला ठाकोर बी. ए.
प्रकाशक : गूर्जर ग्रंथरत्न कार्यालय —अमदावाद

जुदां जुदां ११ फूलोनो परिचय आ पुस्तकमां आप्यो छे. भाषा सरळ अने

સહેલી છે. ચિત્રો પણ આપ્યાં છે. ત્રીજા ધોરણનાં બાળકો વાંચી શકશે.

વિષય નિર્દોષ અને ફૂલની માહિતી વિષે છે. બાળકો ખુશીથી વાંચી શકે.

❀

**શબ્દચિત્રો** પૃષ્ઠ : ૧૦૧ કીં. ૦-૫-૦
લેખક : કમળાબેન
પ્રકાશક : દક્ષિણામૂર્તિ પ્ર. મંદિર
—ભાવનગર

નાનાં બાળકો માટે જ લખાયલા અઘરા શબ્દો, ટુંકાં અને સહેલાં વાક્યો, ભાષા સહેલી, બાળભોગ્ય અને મીઠી શૈલીવાળા ૨૬ પાઠો આ પુસ્તકમાં આપ્યા છે. કોઈમાં ડોશીનું વર્ણન છે, કોઈમાં ઝાડનું વર્ણન છે. બીજા ધોરણનાં બાળકો ખુશીથી, ને સમજે છતાં વાંચી તો લેશેજ.

વિષય નિર્દોષ અને વાચનપાઠનો છે. બાળકોના હાથમાં ખુશીથી મૂકી શકાય.

❀

**શા માટે ?** પૃષ્ઠ : ૩૯ કીં. ૦-૩-૦
લેખક : ગિજુભાઈ
પ્રકાશક : અશોક પ્રકાશન મંદિર
—વડોદરા

બે નાના સંવાદો આ પુસ્તકમાં છે. બન્નેનું વસ્તુ શિક્ષણ વિષયક છે. મોટાંઓએ તો આ વિષય ખૂબ વિચારવાનો છે સામાન્ય માણસને તો આનું રહસ્ય પણ ન સમજાય; છતાં મીઠી ભાષામાં, બાળભોગ્ય શૈલીથી અને સરળ વાક્યો વડે શ્રી ગિજુભાઈએ બાળકો માટે આ વિષય લખ્યો છે. બાળકો એ સમજે કે ન સમજે, પણ રસપૂર્વક વાંચશે તો જરૂર. પાંચમા ધોરણનાં બાળકો ઉપયોગ કરી શકે.

વિષય નિર્દોષ અને શિક્ષણનો છે, બાળકો વાંચી લે તો ઘણું જ ઉત્તમ.

❀

**શ્રી જિનપ્રભસૂરિ** પૃષ્ઠ : ૧૭ કીં. ૦-૧-૩
લેખક : ધીરજલાલ ટો. શાહ
પ્રકાશક : જ્યોતિ કાર્યાલય
—અમદાવાદ

મહમદ તઘલખના વખતમાં કચ્છના એક જૈન મુનિ જિનપ્રભસૂરિ થઈ ગયા.

તેઓનું ચમત્કારિક અને તેજસ્વી ચરિત્ર આ પુસ્તકમાં આપ્યું છે. ભાષા જરા અઘરા શબ્દોવાળી છતાં વર્ણનશૈલી સહેલી છે. પાંચમા ધોરણનાં વિદ્યાર્થીઓ વાંચી લેશે.

વિષય નિર્દોષ અને ચારિત્ર્યનો છે. બાળકો વાંચે એ ઇષ્ટ છે.

**શ્રી માનતુંગસૂરિ** પૃષ્ઠ : ૧૬ કી. ૦-૧-૩
લેખક : ધીરજલાલ ટો. શાહ
પ્રકાશક : જ્યોતિ કાર્યાલય
—અમદાવાદ

સાતમા સૈકામાં કાશી નગરે એક જૈન મુની શ્રી. માનતુંગસૂરિ વસતા હતા. તેમનું ચમત્કારિક જીવનચરિત્ર આ પુસ્તકમાં આપ્યું છે. આવાં ચરિત્રો બાળકોને રૂચે એવી ભાષામાં અપાય તો ઘણાં ઉપયોગી છે. શબ્દો જરા અઘરા છતાં ભાષા સહેલી છે. પાંચમા ધોરણનાં બાળકો ઉપયોગ કરી લેશે.

વિષય નિર્દોષ અને ચારિત્ર્યનો છે, બાળકો વાંચે એ ઇષ્ટ છે.

**શ્રી. સૂર્યાચાર્ય** પૃષ્ઠ : ૨૦ કી. ૦-૧-૩
લેખક : ધીરજલાલ ટો. શાહ
પ્રકાશક : જ્યોતિ કાર્યાલય
—અમદાવાદ

રાજા ભોજના વખતમાં સૂર્યાચાર્ય નામના જૈન સાધુ હતા. તેમની વિદ્વત્તા પ્રચંડ હતી. તેમનું ચરિત્ર આ પુસ્તકમાં વર્ણવ્યું છે. ભાષા સરળ અને સાદી છે. પાંચમા ધોરણનાં બાળકો વાંચી લેશે.

વિષય નિર્દોષ અને ચારિત્ર્યનો છે. બાળકો વાંચે એ ઇષ્ટ છે.

**સટરપટર વાતો** પૃષ્ઠ : ૩૨ કી. ૦-૧-૬
લેખક : ગિજુભાઇ
પ્રકાશક : દક્ષિણામૂર્તિ પ્ર. મંદિર
—ભાવનગર

આ પુસ્તકમાં નાની નાની પાંચ વાતો છે. તેમાંની ચાર પ્રચલિત છે. વાતો

બાળકોને વાંચવી ગમે એવી છે ભાષા સરળ, સાદી અને મીઠી છે. બીજા ધોરણનાં બાળકો વાંચી શકશે

વિષય નિર્દોષ અને વિનોદી છે. બાળકો ખુશીથી વાંચી શકે.'



**સદુપદેશ**

પૃષ્ઠ : ૧૭૬ કીં. ૦-૧૦-૦
લેખક : રતિલાલ ચુ દીવાન
પ્રકાશકઃ કરસનદાસ નારણદાસ
—સુરત

સત્ય, હિમ્મત, ફરજ, ઉદ્યોગ વગેરે ૨૦ જુદા જુદાં નૈતિક વિષયો પર ટુંકી ટુંકી સાચી વાતો આ પુસ્તકમાં આપી છે. બધી જ વાતો વાંચતાં રસ પડે એવી અને બોધદાયક છે એવું વાચન બાળકોને જરૂર વંચાવવા આપવું જોઇએ. ભાષા સાદી અને સહેલી છે. ચોથા ધોરણનાં બાળકો વાંચી લેશે.

'વિષય નિર્દોષ અને નૈતિક છે. બાળકો વાંચે એ ઇષ્ટ છે.



**સબૂર**

પૃષ્ઠ : ૩૨ કીં. ૦-૩-૦
લેખક : સુમતિ ના. પટેલ
પ્રકાશક : નાગરદાસ ઇ. પટેલ
—મસાડ

એક રાજકુંવરી છે રૂપ રૂપનો ભંડાર તો હોય જ. તે પોતાને આપકર્મી કહે છે. રાજા તેને કેદ કરે છે રાજા પાસે તે એક પંખો મંગાવે છે પંખો ફેરવે કે એક રાજકુમાર આકાશમાંથી ઉતરી આવે. કુંવરી તેને પરણે છે. તેની બીજી બે બહેનોને અદેખાઇ આવે છે રાજકુમારને ઝેર દે છે. છેવટ કુંવરી સારું કરે છે સાદી અને સરળ ભાષામાં આ વાર્તા લખી છે. ચિત્રો પણ છે. હવે બાળકો આવી વાતો ન વાંચે એજ ઇષ્ટ છે ચોથા ધોરણનાં બાળકો વાંચી શકે.

વિષય દોષવાળો છે. બાળકોને વાંચવાની ભલામણ તો નજ કરી શકાય.



**સંતાકુકડી**

પૃષ્ઠ : ૪૦ કીં. ૦-૪-૦
લેખક :
પ્રકાશક : ગાંડીવ સાહિત્ય મંદિર
—સુરત

ચિત્રમાં દોરેલો અટપટો રસ્તો શોધી કાઢવો, ચિત્રમાં છૂપાવીને ચીતરેલા માણસો

છે તેમાં સિંહાસન બત્રીસીની વાર્તાઓ બાળકોને ન આપી શકાય તેવી છે. બાકી સંગ્રહ ઠીક છે. પાંચમા ધોરણનાં બાળકો વાંચી શકે.

સિંહાસન બત્રીસીની વર્તાઓ કાઢી નાખીએ તો સંગ્રહ નિર્દોષ બને છે. એ રહે ત્યાં સુધી બાળકો ન વાંચે એ જ ઇષ્ટ છે.

*

**સાહસ કથાઓ ભા. ૧ લો** પૃષ્ઠ : ૩૨ કીં. ૦–૧–૩
લેખક : મનુભાઇ જોધાણી
પ્રકાશક : જ્યોતિ કાર્યાલય
—અમદાવાદ

સિંહ સાથે, વાઘ સાથે કે દીપડા સાથે બહાદુરીથી લડનારા જવાંમર્દોની સાત વાતો આપી છે. બધા સાચી ઘટનાઓ છે. બાળકોને આવી વાતોથી રસ પ્રગટે છે. ભાષા સરળ છે. પાંચમા ધોરણનાં બાળકો વાંચી લેશે.

વિષય નિર્દોષ અને વીરત્વપ્રેરક છે. બાળકો વાંચે એ ઇષ્ટ છે.

*

**સાહસ કથાઓ ભા. ૨ જો** પૃષ્ઠ : ૩૨ કીં. ૦–૧–૩
લેખક : મનુભાઇ જોધાણી
પ્રકાશક : જ્યોતિ કાર્યાલય
—અમદાવાદ

વાઘ કે દીપડા સાથે લડનારા સાત વીર માણસોની સાચી ઘટનાઓ આ પુસ્તકમાં લખી છે. આવું સાહિત્ય બાળકો વાંચે એ ઇચ્છનીય છે. ભાષા સરળ અને વેગવંતી છે. પાંચમા ધોરણનાં બાળકો વાંચી લેશે.

વિષય નિર્દોષ અને વીરત્વપ્રેરક છે. બાળકો વાંચે એ ઇષ્ટ છે.

*

**સીતા** પૃષ્ઠ : ૭૫ કીં. ૦–૬–૦
લેખક : નૌતમલાલ નં. ચોકસી
પ્રકાશક : લુહાણામિત્ર પ્રિન્ટીંગ પ્રેસ
—વડોદરા

દેવી સીતાનું પૌરાણિક ચરિત્ર સરસ રીતે આ પુસ્તકમાં આલેખાયું છે.

કે પંખીઓ શોધી કાઢવાં એમ બે ઘડી વિનોદ આપે એવા કુથલાઓનો આ સંગ્રહ છે. છેવને તેનો ઉકેલ પણ આપ્યો છે સામાન્ય રીતે બધા બાળકો તેનો ઉપયોગ કરી શકે, પણ ચોથા ધોરણનાં બાળકોને વધારે ફાવશે.

વિષય નિર્દોષ છે. બાળકોને ખુશીથી આપી શકાય.

❀

**સંવાદ કુસુમ** — પૃષ્ઠ : ૧૧૬ — કીં. ૦-૮-૦

લેખક : હસમુખલાલ કાજી

પ્રકાશક : ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય —અમદાવાદ

અંગ્રેજીમાં " ઇઝી કૉન્વરસેશન લેસન્સ " નામના પુસ્તકનો સ્વતંત્ર અનુવાદ છે. નૈતિક ધોરણે રચાયલા, વાતચીતના ૨૯ ટુંકા સંવાદો લખાયા છે. ભાષા સરળ અને સહેલી છે. બાળકોને રસ પડશે અને વાચશે. ત્રીજા ધોરણનાં બાળકો વાંચી શકે.

વિષય નિર્દોષ અને ઉપદેશક છે. બાળકો વાંચે એ ઇષ્ટ છે.

❀

**સાચો અમજીવી** — પૃષ્ઠ : ૪૦ — કી. ૦-૨-૦

અનુવાદક : મહાત્મા ગાંધી

પ્રકાશક : ભારત સ્વાતંત્ર્ય સાહિત્ય કાર્યાલય —મુંબઇ ૨

ટોલ્સટોયની નીતિકથાઓ સુપ્રસિદ્ધ છે. તેમાંની એકને ગાંધીજીએ ગુજરાતીમાં ઉતારી છે. વસ્તુ ઘણું રહસ્યમય છે છતાં વાર્તાની ગુંથણી એવી સરસ છે કે બાળકોને પણ વાચવી ગમે. ભાષા તો ગાંધીજીની એટલે કહેવાનું જ શું હોય ? સરળ અને સાદી ભાષાની આ વાત પાંચમા ધોરણનાં બાળકો રસથી વાંચશે.

વિષય નિર્દોષ છે. બાળકો આવી વાતો વાંચે એ ઇષ્ટ છે.

❀

**સાતમા વર્ષનું બાળક** — પૃષ્ઠ : ૨૮૮ — કી. ૧-૮-૦

પ્રકાશક : જીવણલાલ અમરશી મહેતા

" શ્રી બોધ " માસિકના સન ૧૯૨૬ ની સાલના બાળક વિભા... છે. જુદા જુદા લેખકોની વાર્તાઓ, કવિતાઓ અને બીજા વિષયો ઉપર છ...

વાચનમાં વાર્તાની મઝા મળે છે. તેમાં આરોગ્યનું સુંદર વર્ણન છે. પાંચમા ધોરણનાં બાળકો વાંચી લેશે.

-વિષય નિર્દોષ અને આરોગ્યનો છે. બાળકો વાંચે એ ઇષ્ટ છે.

❧

સૉકેનાં પરાક્રમો | પૃષ્ઠ : ૬૪ | કીં. ૦-૩-૦
લેખક : રમેશભાઇ
પ્રકાશક : દક્ષિણામૂર્તિ પ્ર. મંદિર
—ભાવનગર

બ્રહ્મદેશની એક લોકવાર્તા આ પુસ્તકમાં આપી છે. વાર્તા વિનોદ ઉભો કરે છે, પણ તે લુચ્ચાઇ અને ઠગાઇના જ બનાવોથી. કેટલાક બનાવો તો અઘટિત પણ છે. ભાષા મરળ અને સાદી છે. શૈલી બાળભોગ્ય છે. બીજા ધોરણનાં બાળકો વાંચી લેશે.

વિષય નિર્દોષ તો નથી જ; છતાં બાળકોને વાંચવા આપી શકાય એવી વાર્તા છે.

❧

સોણુલિયો | પૃષ્ઠ : ૩૨ | કીં. ૦-૩-૦
લેખક : નાગરદાસ ઇ. પટેલ
પ્રકાશક : પોતે
—મસાઠ

એક છોકરો છે. એને સ્વપ્ન આવે છે. રાજા તેનું સ્વપ્ન માગે છે. છોકરો નથી આપતો. તે કેદ થાય છે. પછી તો ચમત્કારો થાય છે, રાજકુમારીઓ આવે છે. અને પરણવાની ધમાલ મચે છે. આ રીતે સચિત્ર વાર્તા, રસિક રીતે બાળભોગ્ય શૈલી અને ભાષમાં લખાઇ છે. આની વાતો વાંચવાથી બાળકોના મન પર કોઇ ને કોઇ બુરી અસર જરૂર પડે જ ચોથા ધોરણના બાળકો વાંચી શકે.

વિષય નિર્દોષ નથી. બાળકો વાંચે એ ઇષ્ટ તો ન જ કહેવાય

❧

હસતું મોં | પૃષ્ઠ : ૪૮ | કીં. ૦ ૩-૦
લેખક : રમણલાલ ના શાહ
પ્રકાશક : ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય
—અમદાવાદ,

વિનોદી ટુચકાઓનો આ સંગ્રહ છે. મોટી ઉંમરનાં બાળકોને જરૂર રમુજ આપશે.

ભાષા જરા ભારે ખરી છતાં બાળકોને વાંચવામાં હરકત નહિ પડે. પાંચમા ધોરણનાં બાળકો રસથી વાંચશે.

વિષય નિર્દોષ અને ચરિત્રનો છે. બાળકો ખુશીથી વાંચી શકે.

❧

**સુગંધિકા ભા. ૧ લો** પૃષ્ઠ : ૪૮ કીં. ૦-૩-૦
લેખક : જીવરામ જોષી
પ્રકાશક : ગાંડીવ સાહિત્ય મંદિર —સુરત

ત્રણ દેશનાં અને બે વિદેશનાં એમ પાંચ જીવનચરિત્રો આ પુસ્તકમાં લખ્યાં છે. બાળકોને રસ પડે એવી વાર્તા-શૈલીની લખાવટ છે. આવાં ચારિત્ર્ય-પુસ્તકો બાળકો વાંચે તેટલાં ઓછાં જ ગણાય ભાષા સરળ અને વહેતી છે. ત્રીજા ધોરણનાં બાળકો વાંચી શકશે.

વિષય નિર્દોષ અને ચરિત્રનો છે. બાળકો વાંચે એ ઇષ્ટ છે.

❧

**સુગંધિકા ભા. ૨ જો** પૃષ્ઠ : ૪૮ કીં. ૦-૩-૦
લેખક : જીવરામ જોષી
પ્રકાશક : ગાંડીવ સાહિત્ય મંદિર —સુરત

એક સાહસી પુરુષ અને ચાર વિદેશી વૈજ્ઞાનિકોનાં ચરિત્રો આ પુસ્તકમાં આપ્યાં છે. બાળકો આવાં પુસ્તકો વાંચે એ ઇચ્છનીય છે. ભાષા સરળ અને વહેતી છે. વાર્તા-શૈલીએ લખાયલાં આ ચરિત્રો ત્રીજા ધોરણનાં બાળકો વાંચી લેશે.

વિષય નિર્દોષ અને ચરિત્રનો છે. બાળકો વાંચે એ ઇષ્ટ છે.

❧

**સુંદરપુરી** પૃષ્ઠ : ૨૬ કીં. ૦-૨-૦
લેખક : નાનાલાલ મ૦ શાહ
પ્રકાશક : અશોક પ્રકાશન મંદિર —વડોદરા

આરોગ્યને લગતી વાતો બાળ સાહિત્યમાં નહિ જેટલી જ છે. આ પુસ્તકમાં એક ત્રણ અંકનો સંવાદ લખ્યો છે. ભાષા સરળ અને વહેતી છે. સંવાદ છે છતાં

વાચનમાં વાર્તાની મઝા મળે છે. તેમાં આરોગ્યનું સુંદર વર્ણન છે પાંચમા ધોરણનાં બાળકો વાંચી લેશે.

વિષય નિર્દોષ અને આરોગ્યનો છે. બાળકો વાંચે એ ઇષ્ટ છે.

*

**સૉટેનાં પરાક્રમો**

પૃષ્ઠ : ૬૪ કીં. ૦-૩-૦
લેખક : રમેશભાઇ
પ્રકાશક : દક્ષિણામૂર્તિ પ્ર. મંદિર
—ભાવનગર

બ્રહ્મદેશની એક લોકવાર્તા આ પુસ્તકમાં આપી છે. વાર્તા વિનોદ ઉભો કરે છે, પણ તે લુચ્ચાઇ અને ઠગાઇના જ બનાવોથી કેટલાક બનાવો તો અઘટિત પણ છે. ભાષા સરળ અને સાદી છે. શૈલી બાળભોગ્ય છે બીજા ધોરણનાં બાળકો વાંચી લેશે

વિષય નિર્દોષ તો નથી જ; છતાં બાળકોને વાંચવા આપી શકાય એવી વાર્તા છે.

*

**સોણુલિયો**

પૃષ્ઠ : ૩૨ કીં. ૦-૩-૦
લેખક : નાગરદાસ ઇ. પટેલ
પ્રકાશક : પોતે
—અલાઉ

એક છોકરો છે. એને સ્વપ્ન આવે છે. રાજા તેનું સ્વપ્ન માગે છે. છોકરો નથી આપતો. તે કેદ થાય છે. પછી તો ચમત્કારો થાય છે, રાજકુમારીઓ આવે છે. અને પરણવાની ધમાલ મચે છે. આ રીતે સચિત્ર વાર્તા, રસિક રીતે બાળભોગ્ય શૈલી અને ભાષામાં લખાઇ છે. આવી વાતો વાંચવાથી બાળકોના મન પર કોઇ ને કોઇ બુરી અસર જરૂર પડે જ ચોથા ધોરણનાં બાળકો વાંચી શકે.

વિષય નિર્દોષ નથી. બાળકો વાંચે એ ઇષ્ટ તો ન જ કહેવાય

*

**હસતું મોં**

પૃષ્ઠ : ૪૮ કીં. ૦ ૩-૦
લેખક : રમણલાલ ના. શાહ
પ્રકાશક : ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય
—અમદાવાદ

વિનોદી ટુચકાઓનો આ સંગ્રહ છે. મોટી ઉંમરનાં બાળકોને જરૂર રમુજ આપશે

આવું વાચન બાળકોને રૂચે અને સમજમાં આવે એ રીતે લખાય તો ઘણું જ ઉતમ. ભાષા સરળ અને સહેલી છે. પાંચમા ધોરણનાં બાળકો વાંચી લેશે.

વિષય નિર્દોષ અને વિનોદનો છે. બાળકો ખુશીથી ઉપયોગ કરી શકે.

હાથે તે સાથે | પૃષ્ઠ : ૨૮ | કીં. ૦-૧-૩
લેખક : ધીરજલાલ ટો. શાહ
પ્રકાશક : જ્યોતિ કાર્યાલય
—અમદાવાદ

આ પુસ્તકમાં બે વાર્તાઓ છે. બંનેમાં "સ્વાર્થના જ બધા સગાં છે" એ સાર બતાવ્યો છે. ભાષા સાદી અને સહેલી છે. ચોથા ધોરણનાં બાળકો વાંચી લેશે.

વિષય નિર્દોષ છે. બાળકોના હાથમા મૂકવા સામે કંઇ ખાસ વાંધો નથી.

હિરા મોતી | પૃષ્ઠ : ૩૨ | કીં. ૦-૩-૦
લેખક : રમણલાલ ના શાહ
પ્રકાશક : ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય
—અમદાવાદ

હીરા અને મોતીની ઉત્પત્તિનું વર્ણન અને તેને લગતી હકીકત આ પુસ્તકમાં આપી છે. મુખ્ય હીરાઓનો પરિચય પણ આપ્યો છે. ચિત્રો સારાં છે. ભાષા સરળ અને બાળભોગ્ય છે. ત્રીજા ધોરણનાં બાળકો વાંચી શકશે.

વિષય નિર્દોષ અને હીરા મોતીને લગતો છે. બાળકો વાંચે એ ઇષ્ટ છે.

હિંદુસ્થાનની બાલવાર્તાઓ | પૃષ્ઠ : ૧૩૬ | કીં. ૧-૦-૦
લેખક : રમણલાલ ના. શાહ
પ્રકાશક : આર. આર શેઠની કું.
—મુંબઇ

આ પુસ્તકમાં નાની મોટી ૧૨ વાર્તાઓ આપી છે - તેમાંની ૮ વિનોદ અને નીતિની છે. બીજી ચાર વાતો (૧) ચંદ્રમાળા, (૨) શાહજાદી, (૩) ગેનો વાંક, અને (૪) દુરાની જાદુ, ચમત્કાર અને બીજા અસંભવ પ્રસંગોવાળી છે. એ બાળકોના મન પર બુરી અસર કરેજ ભાષા સરળ અને બાળભોગ્ય છે. ચોથા ધોરણનાં બાળકો વાંચી શકશે.

વિષય ૮ વાર્તા પૂરતો નિર્દોષ છે. બીજી ચાર વાતો કાઢી નાખીને બાળકોને વાંચવા આપી શકાય.

હુન્નરિકા | પૃષ્ઠ : ૫૨ | કીં : ૦-૪-૦
---|---|---
 | લેખક : બાબુભાઈ શાહ નડીઆદકર |
 | પ્રકાશક : ગાંડીવ સાહિત્ય મંદિર —સુરત |

કેટલાક રંગો, માથાના બામ તથા ખીલનો મલમની બનાવટો આ પુસ્તકમાં આપી છે. રંગોની બનાવટમાં બાળકો રસ લઈ શકે ખરાં. બાળકોને ઉપયોગી એવા ઉદ્યોગનાં પુસ્તકો પ્રગટ થાય તો બાળકો સારો ઉપયોગ કરી લે. ભાષા સહેલી અને સરળ રીતે સમજણ મળે એવી છે પાંચમા ધોરણનાં બાળકો વાંચી લેશે.

વિષય નિર્દોષ અને ઉદ્યોગનો છે. બાળકો વાંચે એ ઇષ્ટ છે.

હેમલતા | પૃષ્ઠ : ૩૨ | કીં. ૦-૩-૦
---|---|---
 | લેખક : નાગરદાસ ઇ. પટેલ |
 | પ્રકાશક : પોતે —મલાડ |

એક રાજા છે એને દીકરી છે. રૂપરૂપનો ભંડાર તો હોય જ પછી તો રાજકુંવરો આવે છે, ભૂત-ડાકણું આવે છે, જાદુ અને ચમત્કારો ચાલે છે તે છેવટે પરણે છે. આ રીતે લખાયલી આ સચિત્ર વાર્તા છે. બાળકો આવી વાતો ન વાંચે એ જ ઇષ્ટ છે. ભાષા સરળ અને બાળભોગ્ય છે. પાંચમા ધોરણનાં બાળકો સમજી લેશે.

વિષય દોષપૂર્ણ છે. બાળકો વાંચે એવી ભલામણ ન કરી શકાય

હેમુભાઈના પાઠો | પૃષ્ઠ : ૩૨ | કીં ૦-૧-૬
---|---|---
 | લેખક : હેમુભાઈ |
 | પ્રકાશક : દક્ષિણામૂર્તિ પ્ર. મંદિર —ભાવનગર |

ચાર વાર્તાપાઠો આ પુસ્તકમાં આપ્યા છે બાળભોગ્ય અને સહેલી ભાષામાં લેખાયા છે. પહેલા ધોરણનાં બાળકો ખુશીથી વાંચશે.

વિષય નિર્દોષ છે. બાળકો ખુશીથી વાંચી શકે.

આવું વાચન બાળકોને રૂચે અને સમજમાં આવે એ રીતે લખાય તો પ્રણું જ ઉત્તમ. ભાષા સરળ અને સહેલી છે. પાંચમા ધોરણનાં બાળકો વાંચી લેશે.

વિષય નિર્દોષ અને વિનોદનો છે. બાળકો ખુશીથી ઉપયોગ કરી શકે.

**હાથે તે સાથે** — પૃષ્ઠ : ૨૮ — કીં. ૦-૧-૩
લેખક : ધીરજલાલ ટો. શાહ
પ્રકાશક : જ્યોતિ કાર્યાલય —અમદાવાદ

આ પુસ્તકમાં બે વાર્તાઓ છે. બંનેમાં "સ્વાર્થનાં જ બધાં સગાં છે" એ સાર બતાવ્યો છે. ભાષા સાદી અને સહેલી છે. ચોથા ધોરણનાં બાળકો વાંચી લેશે.

વિષય નિર્દોષ છે. બાળકોના હાથમાં મૂકવા સામે કંઇ ખાસ વાંધો નથી.

**હિરા મોતી** — પૃષ્ઠ : ૩૨ — કીં. ૦-૩-૦
લેખક : રમણલાલ ના. શાહ
પ્રકાશક : ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય —અમદાવાદ

હીરા અને મોતીની ઉત્પત્તિનું વર્ણન અને તેને લગતી હકીકત આ પુસ્તકમાં આપી છે. મુખ્ય હીરાઓનો પરિચય પણ આપ્યો છે. ચિત્રો સારાં છે. ભાષા સરળ અને બાળભોગ્ય છે. ત્રીજા ધોરણનાં બાળકો વાંચી શકશે.

વિષય નિર્દોષ અને હીરા મોતીને લગતો છે. બાળકો વાંચે એ ઇષ્ટ છે.

**હિંદુસ્થાનની બાલવાર્તાઓ** — પૃષ્ઠ : ૧૩૬ — કીં. ૧-૦-૦
લેખક : રમણલાલ ના. શાહ
પ્રકાશક : આર. આર શેઠની કું. —મુંબઇ

આ પુસ્તકમાં નાની મોટી ૧૨ વાર્તાઓ આપી છે —તેમાંની ૮ વિનોદ અને નીતિની છે. બીજી ચાર વાતો (૧) ચંદ્રમાળા, (૨) શાહજાદો, (૩) કોનો વાંક, અને (૪) કુરાની જાદુ, ચમત્કાર અને બીજા અસંભવ પ્રસંગોવાળી છે. એ બાળકોના મન પર બુરી અસર કરેજ ભાષા સરળ અને બાળભોગ્ય છે ચોથા ધોરણનાં બાળકો વાંચી શકશે.

વિષય ૮ વાર્તા પૂરનો નિર્દોષ છે. બીજી ચાર વાતો કાઢી નાખીને બાળકોને વાંચવા આપી શકાય.

**હુન્નરિકો** પૃષ્ઠ : ૫૨ કીં. ૦-૪-૦
લેખક : બાબુલાલ શાહ નડીઆદકર
પ્રકાશક : ગાંડીવ સાહિત્ય મંદિર
—સુરત

કેટલાક રંગો, માથાના બામ તથા ખીલની મલમની બનાવટો આ પુસ્તકમાં આપી છે. રંગોની બનાવટમાં બાળકો રસ લઈ શકે ખરાં. બાળકોને ઉપયોગી એવા, ઉદ્યોગનાં પુસ્તકો પ્રગટ થાય તો બાળકો સારો ઉપયોગ કરી લે. ભાષા સહેલી અને સરળ રીતે સમજણ મળે એવી છે. પાંચમા ધોરણનાં બાળકો વાંચી લેશે.

વિષય નિર્દોષ અને ઉદ્યોગનો છે. બાળકો વાંચે એ ઈષ્ટ છે.

**હેમલતા** પૃષ્ઠ : ૩૨ કીં. ૦-૩-૦
લેખક : નાગરદાસ ઇ. પટેલ
પ્રકાશક : પોતે
—મલાડ

એક રાજા છે એને દીકરી છે. રૂપરૂપનો ભંડાર તો હોય જ પછી તો રાજકુંવરો આવે છે, ભૂત–ડાકણું આવે છે, જાદુ અને ચમત્કારો ચાલે છે તે ઉપરે પરણે છે. આ રીતે લખાયલી આ સચિત્ર વાર્તા છે. બાળકો આવી વાતો ન વાંચે એ જ ઈષ્ટ છે. ભાષા સરળ અને બાળભોગ્ય છે. પાંચમા ધોરણનાં બાળકો સમજી લેશે.

વિષય દોષપૂર્ણ છે. બાળકો વાંચે એવી ભલામણ ન કરી શકાય.

**હેમુભાઇના પાઠો** પૃષ્ઠ : ૩૨ કીં. ૦-૧-૬
લેખક : હેમુભાઇ
પ્રકાશક : દક્ષિણામૂર્તિ પ્ર. મંદિર
—ભાવનગર

ચાર વાર્તાપાઠો આ પુસ્તકમાં આપ્યા છે. બાળભોગ્ય અને સહેલી ભાષામાં લખાયા છે. પહેલા ધોરણનાં બાળકો ખુશીથી વાંચશે.

વિષય નિર્દોષ છે. બાળકો ખુશીથી વાંચી શકે.